

ૐ

શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવીન

# ઉદય-બાળા

નાટક.

અને

# સૌ-સવિતા

નું વેલ.


લેખક.

ગોવિંદલાલ બાલાભાઈ ચોકસી.





પ્રસિદ્ધ કર્તા,

મણીલાલ ઘેલાભાઈ સાફી.

ચગપોળ અમદાવાદ.

આવૃત્તિ બીજી

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

---

અમદાવાદ

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરી દેવીદાસ છગનલાલે છાપ્યું.

---

ચટાડેલી બન્નેની કિંમત ફક્ત રૂ. ૧-૦-૦

શ્રી નવીન

# ઉદયબાળા

યાને

## પૈસા અને કર્મનો સંવાદ.

ગાયન, ભાષણથી ભરપુર.

લેખક.

ગોવિંદલાલ બાલાભાઇ ચોકસી.

પ્રસિદ્ધ કર્ત્તા,

મણીલાલ ઘેલાભાઇ સાફી.

ચંગપોળ અમદાવાદ.

આવૃત્તિ બીજી

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

અમદાવાદ

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરી દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય ફકત આઠ આના.

# પ્રસ્તાવના.

આ કલ્પિત રાજવંશી નાટકની બુક પ્રથમ બ્હાર પાડવાનો અમારો એ હેતુ છે કે કેટલાક માણસો પૈસાના હંકારમાં છકી જઈ કર્મને ખોટું માને છે અને પૈસાના મદમાં પુત્ર વિગેરેની નહીં દરકાર કરતાં તેને દુખ દે છે અને કર્મને ખોટું માને છે માટેજ આ બુક મેં મારા આર્ય બંધુઓને ખાશ બોધ લેવા માટેજ બ્હાર પાડી છે.

આ બુકમાં નીમકહરામ નોકરનાં કાવત્રાથી તેની છેવટે શું દશા થાય છે તે તથા નીમકહલાલ મિત્રની મિત્રતાઇથી મીત્રને કેટલો ફાયદો થાય છે તે તથા કર્મના આધારે રહી કર્મ અજમાવતા તેને શું શું ફાયદા મલે છે તથા કર્મને ખોટું માનનારને આખરે કેવા પસ્તાવા કરવા પડે છે અને છેવટે કર્મને કબુલ કરવું પડે છે તથા ગંમતી બ્રહ્મણની ગમ્મતથી કેવી રીતે આનંદ થાય છે વિગેરે વિગેરે વિષયો લખી મેં આર્યબંધુ સમક્ષ આ બુક બ્હાર પાડી છે તો સદગુણુ વાંચક વૃંદો તેમાંથી યોગ્ય યોગ્ય સાર કીડીઓની માફક થઇજઈ યોગ્ય યોગ્ય સાર ગ્રહણ કરશો એવી આશા છે.

આ બુકમાં આંખ દોશથી કાંનોમાત્ર વિગેરે ભુલો આવી ગઇ હશે માટે સુધારી વાંચવા કૃપા કરશો એજ વિનંતી.

લી. સેવક,

ગોવિંદલાલ બાલાભાઇ--ચોકસી.

ઠા. ઢાલની પોળ જગાભાઇની પોળ

અમદાવાદ.

श्री परमात्मने नमः

## ઉદય-બાળા નાટકની પ્રવેશવાર હકીકત.

**પ્રવેશ ૧ લો**—સુત્રધાર અને નટીઓ ખેલ ભજવવા ઈશ્વર પ્રત્યે પ્રાર્થના.

**પ્રવેશ ૨ જો**—મેવાડના રાજા કેદારસીંહની કચેરી, પૈસા અને કર્મનો સંવાદ, પૈસો મ્હોટો કહી, સર્વ કચેરીનું કેદારસીંહને મળી જવું, અને ઉદયનું કર્મ મ્હોટું કહી તેમની સામું પડવું, કેદારનો ઉદય ને દેશવટાનો હુકમ, આજીજી કર્યાથી ખાત્રી કરી આપવા એક અઠવાડીયાની મેહેતલ

**પ્રવેશ ૩ જો**—ગામમાં લોકોનું એકઠા થવું, કેદારસીંહની મુર્ખાઈની ચર્ચા, બાદ કેદારસિંહની કચેરીના માણસોનું આવવું અને તેમને મળી જવું.

**પ્રવેશ ૪ થો**—ગરીબ લોકોની ઝુંપડીઓ પાસે કેદાર અને પ્રધાન ને લઈ પૈસા અને કર્મનું પારખું બતાવવા ઉદયનું આવવું કર્મ મ્હોટાની ખાતરી આપવી છતાં પણ ઉદયને બારોબાર દેશવટો દેવો.

**પ્રવેશ ૫ મો**—ઉદેપુરના રાણા જયસિંહની પુત્રી બાળાવંતીનું ભગવાં કપડાં હાથમાં લઈ જોગણ થઈ જવા નીકળવું દેશવટે નીકળેલા ઉદયનું તેને જોગી વેશે મળવું બંનેની મર્મમાં વાતચીત બાદ બાળા પાસેથી ઉદયનું બાળા ૧૫ દીવસ સુધી જોગણ થવું મુલતાવી રાખવું તે વીશે વચન લેવું બાદ ચાલ્યા જવું.

**પ્રવેશ ૬ ઠો**—ઉદયનું જંગલમાં આવવું અને ઇશ્વરની સ્તુતિ કરવી, બાદ અચાનક પ્રધાન પુત્ર ચંપકનું ઉદયને મળવું અને કેટલોક વીચાર ધારી ચાલ્યા જવું.

**પ્રવેશ ૭ મો**—રસ્તે થઇ બારવટીઆઓનું જવું અને ઢંઢેરો સાંભળી પુછી ખત્રી કરવી અને ઢંઢેરા વાલી જગોએ જવા નીકળવું બાદ ઉદય અને ચંપકનું આવવું, ઢંઢેરા સાંભળવો બાળાના વાક્યો અને ઢંઢેરાના વાક્યો બરાબર મળતાં આવવાથી ત્યાં ચાલ્યા જવું.

**પ્રવેશ ૮ મો**—માતા અને મહાદેવનું દેવલ અને માથા સાથે માલની જગા બારવટીઆઓનું આવવું અને ત્રણે એ માલ લેવો ધારી માથાં ફોડી ચાલ્યા જવું બાદ ઉદય અને ચંપકનું આવવું અને ચાલાકીથી માલ લેવો બાદ માદળીયું અને કાગળ હાથ આવવાથી વાંચી રાજધાની સ્થાપવા નિશ્ચય કરી કન્યાની પાસે જવું.

**પ્રવેશ ૯ મો**—દેદારસિંહની ખાનગી રૂમ, ગોનાની દીકરીને લાયક પતી નહિ મળવાથી સ્વયંવર રચવા વીચાર ધારી નક્કી કરી બીજા સર્વ રાજાઓને સીપાઇઓ સાથે કહાવી મોકલવું.

**પ્રવેશ ૧૦ મો**—જોગીઓનું રહેઠાણ, બાળાની અફસોસાઇ બા ઉદય અને ચંપકનું આવવું, બાલ્નો ખુલાશો વીશે. ખુલાસો લેખ અને માદલીયું બાળાને વેશ બદલાવી રાજમાં લઇ જવું.

**પ્રવેશ ૧૧ મો**—માથા ફુટેલા ત્રણ બારવટીઆઓનું આવવ બાળાને જબરાઇથી ઉપાડી જવા વિચાર.

**પ્રવેશ ૧૨ મો**—ઉદેપુરની રાજધાની ચંપકને પ્રધાનગીરી, બ્રાહ્મણના હાથે ઉદય અને બાળાનો હાથ મેળવો અને ઉદયના હાથે માદલીયું બાધવું. મેધા નામન રાજ્યના હજામનું ચંપકને પ્રધાનગીરી મળવાથ અદેખાઇ, બાદ એક સ્વાંગ કળા નામની ગુણીકાન

આવવુ અને રાજાને રાજી કરી વચન માગવું અને નોકરીમાં રહેવું બાદ મેધાએ સ્યામકળાએ સમજાવા સર્વે બાજી રચાવવા વીચાર બાદ નાચ.

અંક પહેલો સમાપ્ત.

---

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—બાળાવંતી અને સાહેલીઓનું પોતાનો હર્ષનો દીવસ હોવાથી ગરબો ગાવા આવવું ત્યાં પરણાવનાર વાહાલા નામના ટીખળી બ્રાહ્મણનું આવવું ત્યાં મશ્કરીઓની ગમત, ગરબો ગાવો અને સખીઓનું ચાલ્યા જવું બાળાનું અને બ્રાહ્મણનું રહેવું બાદ ઉદયનું આવવું અને કેદારસિંહ ઉપર કર્મ કબુલ કરાવવા કાગળ મોકલવો.

**પ્રવેશ ૨ જો**—ગુણીકા અને મેધાનું આવવું અને તેમની પ્રેમગાંઠ બાદ બાળા અને ચંપકની વીંટીઓ અદલ બદલ કરવા વિચાર કરી ચાલ્યા જવું.

**પ્રવેશ ૩ જો**—ઉદયનો બંગલો સ્યામકળાનુ આવવું બાદ બાળા પાસેથી ઇનામનું કહી વીંટી માગવીને અદલ બદલ કરી પાછી આપવી. બાદ બાળાવાલી વિંટી ચંપકના હાથે યુક્તીસર ચડાવવી અને મેધાને જલદી મોકલવા વીચાર ધારી જવું. વાહાલા બ્રાહ્મણનુ આવવું વાહાલાનુ ઉદયની ભાગ્યની હકીકત કહી તોપ મારવી ને તે આગળ જતાં તેને ખરૂ પડવુ, વાહાલાને નોકર રાખવો, મેધાનુ વીંટી અદલ બદલ થઈ ગઇ છે તેવા સમાચાર સાંભળી. બારવટીઆઓને લઇ આવવું રાત્ર પડી જવાની બાગાનું અને

ઉદયનું સુવા જવું બારવટીઆઓનું બાળાને ઉપાડી ચાલ્યા જવું.

**પ્રવેશ ૪ થો**—બારવટીઆઓનું બાળાને લઇ આવવું અને કેદાર સીંહને ત્યાં સ્વયંવર છે અને પોતે સર્વ કાર્યોમાં કુશળ છે. તેથી ત્યાં જવા વિચાર અને બાળા સહી ત્યાં સર્વેનું જવું બાદ મેઘાનું આવવું.

**પ્રવેશ ૫ મો**—કેદારસિંહની કચેરી સ્વયંવરનુ ભરાવવું બતાવેલું કાર્ય કોઈ રાજાથી થયું નહિં બાદ બારવટીઆઓ-માંથી વેહળ નામના બારવટીઅનું સ્વયંવરનુ કાર્ય કરવું બાદ કેદારસીંહનું તેઓને રાજકુંવર સમજી કન્યા વિદાય કરવી.

**પ્રવેશ ૬ ઠો**—ઉદયનો બંગલો, બાળાને કોઈ હરામખોરો ઉપાડી ગયા છે, તેથી ઉદયની અફસોસાઇ બ્રાહ્મણે અને ચંપકે મલી તેમને ધીરજ આપવી ચંપકે શોધમાં નીકળવું બાદ કેદાર પાસે મોકલેલ સીપાઇનુ આવનુ બાદ મેઘા હજામનું આવવું. ઉદયે મેઘાને બાળાની બનેલી હકીકત કહેવી, બાદ મેઘાનો બાળા અને ચંપક વિશેનો ખોટો વેહેમ ભગવવો. અને તે સાં-ભળવાથી ઉદયનું તે બન્નેના ઉપર ગુસ્સે થવું અને કાબેલ જાણી મેઘાને લડાઇના સરદારની નોકરી આપવી. એક માંસ પછી લડાઈના સમાચાર સાંભ-ળવાથી મેઘાને લશકર તૈયાર કરવા કહેવું મેઘાનું શોધમાં જવા કહેવુ. રાજાનુ ના કહેવું.

**પ્રવેશ ૭ મો**—બારવટીઆઓનું બાળાને અને પ્રીયવંતીને લઇ પહાડ પાશે જંગલમાં આવવુ બાળાને વળવા વીશે કહેવું અને નહિ માનવાથી તલવારો ઉગામવી છતાં નહિ માનવાથી પાહાડથી ગગડાવી દેવાનો વિચાર ધારી પાહાડ ઉપર લઇ જવી. બાદ વાણીઆ લો કોનું ટોળું આવવું તેમને દેખી પાહાડપર મુકી બાં-

રવટીઆઓનું નાશી જવું બાદ ચંપકનું ઓચીન્તું આવવુ બાદ તેમની નજરે પડવું બાદ ઉદય પાશે લઇ જવા, તેમને લઇ ચાલ્યા જવુ.

**પ્રવેશ ૮ મો.**—બારવટીઆઓનું સ્વયંવરની કન્યાને અને બાળાને ત્યાં મુકીને આવવાથી શોક અને તેને ફરી પકડવા વીચાર.

**પ્રવેસ ૯ મો**—ચંપકનુ બાળાને ને પ્રીયવંતીને લઈ ઉદય પાસે આવવું, કાંઈ પણ વાત સાંભળ્યા બીવાય ખોટા વ. મથી તેઓ ઉપર ગુસ્સે થવુ, ચપકનો ઉદય ઉપર ધીટકાર બાદ બાળા અને ચંપકને ભરજંગલમાં નાક કાન કાપી દેશ પાર મુકી દેવા સીપાઇઓપર હુકમ, મેવ્રાનું નાક કાનની તપાસનુ કહી. બાદશાહ પાસે જવા નીકળવું અને બાળાને જીવતી છોડી દેવા મેવ્રાનો હુકમ બાદ સર્વેનું ચાલ્યા જવુ.

**પ્રવશ ૧૦ મો**—બાદશાહનું જનાનખાનુ મેવાનુ સીપાઈ સાથે કાવી આવવુ બાદેશાહને ચડાવી લડાઇના સમાચાર ઉદય ઉપર મોકલાવવા અને બાદશાહને હીમ્મત આપવી અને ઉદયનું રાજ્ય પોતાને હાથે લેવા વચન લેવુ બાદ ચાલ્યા જવું

**પ્રવેશ ૧૧ મો**—બાદશાહના સીપાઇનું લડાઇનો બીડો લઇ આવવુ અને ઉદયનુ લડાઇનુ કબુલ કરવુ અને સીપાઇને પાછો વાળવો બાદ ઉદય અને પ્રીયવંતીની પીછાન.

**પ્રવેસ ૧૨ મો**—ભરજંગલમાં ચંપક અને બાળાને લઈ સીપાઇ ઓનું નાક કાન કાપવા આવવું અને સીપાઇઓના મનમાં દયા આવવાથી એકના બદલે એના નાક કાન નહિ કાપવા એમ ધારી પાછા ચાલ્યા જવું અને ચંપકનું અને બાળાનું ગુણીકા અને તબલચીનો વેશ ધારી આગળ નીકળી પડવું બાદ અદેખો અને પા·

પી મેઘાનુ આવવું અને બાળાને મેળવવા વીચાર

પ્રવેશ ૧૩ મો—બદશાહનું લશ્કર ઉદયના રાજપર ચડાઇ તબ- લચી અને ગુણીકા વેશે નીકળેલા ચંપક અને બા- ળાનું બાદશાહના લશ્કરને મળવુ અને સઘળી બી- ના પુછી વાકેર થઇ મીત્રને બચાવ કરવો ધારી તેઓની સાથે લડાઇમાં જવું તેઓના ગયા બાદ મેઘાનું અને ગુણીકાનું આવવું અને સર્વ વીચાર,

પ્રવેશ ૧૪ મો—ઉદયના લશ્કરને ઘેરો, વેશ લીધેલા તબલચી અને ગુણીકાનું બાજુપર ઉભા રહેવું ઉદયના લશ્ક રનું ઘાયલ થવું, મુસલમાની લશ્કરની જય બોલ- વી, તબલચીનું મુસલમાનોને હરાવવું અને મુસલમા ની રાજા પાસેથી ચંપકે સોના પત્રે લખાવી લેવું બાદ ઉદયના લશ્કરનું જય જય બોલવુ બાદશાહનું ઉદ- ય અને તબલચીના તાબે થવું બાદ નાચ,

બીજો અંક સમાપ્ત.

---

## અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો—ઉદયની તબલચીને પાપુછ તબલચી નથી તેવો વેહેમ, મેઘાનું તેમને નોકરીમાં રાખવા કહેવુ તે- ઓનું ના કહેવું બાદ ઉદય પાસેથી લેખ લખાવી લેવો કેટલાક કરમના મેણા અને ઉદયે તબલચીને વખતો વખત આવવા કહેવુ, મેઘાએ આ કૃત્ય કર્યું છે તેવુ ખાત્રીથી જાણવુ, તબલચીનો વેશ બ દલી ઝવેરીનો વેશ બદલી નાંખવા વીચાર ધારી જવું બાદ ઉદયસિંહનું વાહાલા નામના બ્રહ્મણને લઈ પોતાના પીતાના પિતાની ચરચા જેવા જવું

પ્રવેશ ૨ જો—મેઘનું અને ગુણીકાનુ બાદશાહને બોલાવી લડાઇ- માં ન ફાવવાથી નારાજ થવુ અને બાળાને ક્યા પ્ર-

પતને શોધી કાઢવી તે વીચાર બાદ, ઝવેરી વેશ ધારણ કરી આવેલા ચંપક અને બાળાનું આ હકીકત સાંભળવું બાદ ઉદયસીંહની ખ. બોધ બોલી તેને ઝેર દેવામાં તેના મતને મળો જવુ અને સર્વ કાર્ય મેધાએ કરવાં એ પ્રમાણે કરાર લખાવી લેવો.

**પ્રવેશ ૩ જો**—કેદારસિંહની કચેરી, ઉદયસિંહનું ચરચા જોવા આવવું ને બાજુપર ઉભા રહેવું બાદ કેદારસિંહના રાજના બે ચાર માણસોનુ ઉદયની કીર્તીના સમાચાર લઇ અને કન્યાને લઇ જનાર બારવટીઆઓ હતા. એવી ખબર લઇ આવવું, કેદાર ઉદયના વચન યાદ લાવવાં અને પશ્ચાતાપ અને શોધે નીકળવું અને ઉદયનું પાછા ચાલ્યા જવું.

**પ્રવેશ ૪ થો**—મુકરર કરેલા દીવસ પ્રમાણે મેધાનું અને ગુણકાનુ આવવુ બાદ ઝવેરી વેશે નીકળેલા ચંપક અને બાળાનુ પણ આવવુ બાળાને શોધી આપવા કહી મેધા પાસેથી લખાવી લેવું બાદ મેધાનુ પરસાદને બદલે ઉદયને ઝેર દેવા જવું, બાળા અને ચંપકના ઉદયને બચાવવાના ઉપાય ધારી તે તરફ જવા નીકળવું.

**પ્રવેશ ૫ મો**—જંગલમાં કેદારસીંહનું અને પ્રધાનનું પ્રીયવંતી શોધે આવવું ઝવેરી વેશે નીકળેલા ચંપક બાળાનું મળવું તેમને ઝવેરાત ખરીદવા કે ચંપકનું પોતાના પીતાને ઓળખવું, અને અજાણ્યા થઇ પૈસા અને કર્મનું પુછવું કર્મ નહિ કરાવવાથી દસ્તાવેજ કરાવી લેવો અને શોધી આપવા વચન આપવું.

**પ્રવેશ ૬ ઠો**—મેવાડના કેદારસીંહના રાજ ઉપર બાદશાહનો ઘેરો કેદાર હાજર નહી હોવાથી સર્વ કીલ્લો તોડી નાંખવો અને લશકર હારવું બાદ કેદાર અને પ્રધાનનું આવવું, અને બાદશાહે તેમને તાબે કરવા.

**પ્રવેશ ૭ મો**—ઉદનો બંગલો ચંપકનું ઝવેરાતની પેટી અને બાળાને સાથે લઇ આવવું અને ઉદયે સીપાઇ પાસે ચંપકને વેપારી ધારી પોતાની પાસે બોલાવવો અને ઝવેરાત ખરીદવું બાદ બાળા અને ઉદયના મરમના વચનો અને ઉદયની પરીક્ષા બાદ મેધાનું અને ગુણકાનુ આવવુ અને પરસાદ કરી ઝેરવારી બરફી આપવી, બાદ ચંપક પરસાદનો ફેડ કરી કુતરાને ખવડાવી અજમાયશ કરાવવા થોડો પરસાદ સીપાઈ સાથે મોકલાવવો બાદ પરસાદમાં ઝેર છે તેવી ખાત્રી કરી આપવી, બાદ લેખ બતાવવા અને વીશેષ ખાત્રી કરી આપવી બાદ તે પરસાદ તે બન્ને પોતાના દેખતાં ખાવા હુકમ કરવો, બાદ ઉદયની ચંપક અને બાળા સાથે પીછાન બાદ ઉદયનુ કટાર ખાવા જવુ અને ચંપકનુ રોકવુ, બાદ પોતાની બેહેન પ્રીયવંતીનો હાથ ચંપકના હાથમાં આપવો બાદ કચેરીમાં જવુ.

**પ્રવેશ ૮ મો**—ઉદયસિંહ બાહાદુરની કચેરી ઉદયસિંહ બાળા ચંપક, પ્રીયવંતી વીગેરેનુ આવી બેસવુ વાહાલાનુ આવવુ બાદ બાદશાહ અને તેમના કેદી વીગેરેનુ આવવુ, કેદી તરીકે આવેલા કેદારને છુટા કરાવવા કેદારના તથા પ્રધાના પ્રાશ્ચાતાપ, બાદ તેમના કરી આપેલા લેખનુ પુછવુ બાદ કર્મ મોહોટું તે નક્કી કરાવવુ બાદ સર્વેનુ ભેટવુ તથા બાળાનુ કેદારને પગે લાગવું બાદ સર્વ ડ્રેસ મંગાવી પેહેરાવી પોતાની સાથે પોતના પિતાને બેસાડવું બાદ બાદશાહને લખાણનુ પુછવુ ને લખાણ કબુલ કરાવવુ બાદ કેદારસિંહે પોતાની દીકરીનો ચંપકને ફરીથી હાથ સોંપવો બાદ ઇશ્વર પ્રાર્થના કરે છે.

સમાપ્ત.

## મુખ્ય પાત્રોના નામ.

---

કેદારસીંહ ... ...મેવાડનો રાજા.

પ્રધાંન ... ... ...તેનો વડો નોકર.

ઉદય ... ... ...કેદારનો દીકરો પાછળથી ઉદેપુરનો રાજા.

ચંપક ... ... ...પ્રધાન પુત્ર અને ઉદયનો મીત્ર.

વાહલો... ... ...એક ટીખળી બ્રાહ્મણ.

મેઘો ... ... ...એક રાજ્યનો ખટપટીઓ હજામ.

ફતેહખાં ... ...એક બાદશાહ જોધપુરનો.

વજીર ... ... ...તેનો વડો નોકર.

બાળા ... ... ...ઉદયની સ્ત્રી ઉદેપુરના રાણા જય-
સીહની દીકરી.

સ્વાંમકળા ... ...એક ગુણીકા

બારોટ... ... ...કેદારસીંહના રાજ્યનો માનુસ નોકર

તે શીવાય રાજાઓ દાસીઓ કંચનીઓ ગુણકાઓ બારવટીબાઓ નોકરો છડીદારો સીપાઇઓ ઝવેરીઓ ગરીબો ચોરો વીગેરે વીગેરે.



શ્રી પરમાત્માને નમઃ

શ્રી નવિન

# ઉદય-બાળા

## નાટક.

———*o*———

### પ્રભુ સ્તુતિ.

કર્તા—

શ્રી જગત્પતિ, પ્રભુ કાપ દુર્મતિ;
પાપને સંતાપ કાપી, આપ સન્મતી. એ ટેક.
ઉદય બાળાનું અતી રસથી, તેનું નાટક આજ;
રચવા માટે યાદ કરૂં છું, તેમાં રાખો લાજ. શ્રી જગ.
વ્યુત્પતિ વ્યાકરણ કે પીંગળ, ભણ્યો નથી લવલેશ;
આપ કૃપાએ આરંભુ છું, મેહર કરો મહેશ. શ્રી જગ.
અરજ ઉરમાં ધરજો મારી, પ્રભુ સ્નેહજ સાથ;
ગોવીંદ કહે છે મસ્તક નામી, પ્રીતે જોડી હાથ. શ્રી જગ.

સુત્રધાર—આર્ય બાળાઓ, આર્ય ભુમીમાં કેટલાક પુરૂષો કર્મને ખોટું માની હંકાર રાખી મદમાં છકી જઇ અભીમાન રાખે છે; તેટલા સારૂ આ ઉદય-બાળા નામનો ખેલ પ્રત્યક્ષ ભજવી બતાવી, આર્ય લોકોને આબેહુબ ચીતાર દેખાડી કર્મને ખોટું માનતાં અટકાવા અને ખેલ શરૂ કરવા ઇશ્વર પાસે પ્રાર્થના કરીએ.

નટીઓ—હા, મહારાજ તેમ કરવાથી જગતમાં કેટલોક સુધારો વધારો થશે અને તેથી કરી તેઓના અભિમાન દુર થશે. અને સર્વના મનને નિશ્ચય થશે, માટે માહારાજ આ કાર્ય કરવું એ ઘણું શ્રેષ્ટ કામ છે.

સુત્રધાર—ચાલો ત્યારે ઇશ્વર પ્રાર્થના કરીએ.

( એટલું કહી સુત્રધાર અને નટીઓ ઇશ્વરની પ્રાર્થના કરે છે બાદ પડદો પડે છે. )

સુત્રધાર અને નટીઓ—

ગાયન ૧લું. ( સ્તુતી )

કરો જગ સુખ દાતા, છો શિરછત્ર મુજ ત્રાતા,
નવ જાણે જગ ભ્રાતા— કરો.
વિવિધ રંગ ભુમીપર ધારી, અભીમાનીને જલદી ટાળી;
સુખકર દુઃખહર. કુરીઓને દુર કર, ઉચરો જયપોકાર-કરો.
શિશ નાંમી સાથ સ્વામી, વાહાલથી વિનય વાંમી;
અખંડ છે કૈવલ્યશાલી, ઓંમ ભજીએ શંકર સ્વામી.
ગોવિંદ ઉચરે વિનતી સ્વામી, બાળક હું એ અંતરજામી.
કરો

( સ્તુતિ કરી જાય છે પડદો પડે છે. )

---

સ્થળ.

કેહારસિંહની કચેરી.

કેહારસિંહ—માહારા શુરવીર અને બહાદુર સામંતો તમારી પાસે હું એક ખુલાસો માગું છું કે પૈસો મોહોટો કે કર્મ, કર્મથી કાંઇજ થતું નથી. સર્વ પૈસાથીજ થાય છે પૈસા વિનાનું આ જગત જુઠું છે. પૈસો છે એજ ખરૂ છે. માટે કહો તમારો સર્વનો શું મત છે.

સર્વ—હા, માહારાજ પૈસા વિના સર્વ દુનિઆ નકામી છે. કર્મથી કાંઇજ થતું નથી. એ આપનું કહેવું સત્ય છે. ( આડુ

જોઇને ) શું કરીએ કબુલ ના કરીએ તો નોકરી
જાય )–

કેદારસિંહ— ગાયન ૨ જું. (દોહરો

પૈસો લાવે ભામની, પૈસો લાવે વાહાણ;
પૈસો લાવે પોટલા પૈસો લાવે ધાંન
પૈસે કીરતી જગ વધે પૈસે મળે સઉ નામ
પૈસે જગમાં સઉ નમે પૈસે કરે સૌ કામ

ઉદય—પીતાજી આપનું કહેવું તદન ભુલ ભરેલું છે, અને અનિતિ ભરેલું છે, પૈસો પૈસો શું કરો છો, પૈસો એક લુંડી છે, કર્મ વિના કાંઈ મળતું નથી. કર્મ વિના કાંઇ નથી. કર્મ કરે છે તેજ થાય છે. કહેવતમાં કહ્યું છે કે—
भाग्य विनानर कोडी नपावे માટે પિતાજી આ બાળકનું કહ્યું માની ધારેલી મમતા મુકી દો. દ્રોકટનો અભીમાન છોડી દો નહિ તો આગળ પસ્તાવું પડશે.

કેદાર—બશ બશ, તું મારા સામો બોલનાર કોણ અને માહરા સામો જવાબ દેનાર કોણ, તું મને શિખામણ આપનાર કોણ, હું કાંઇ તાહારા કરતાં ઓછું સમજતો નથી, હું કાંઇ તાહરા કરતાં નાહનો નથી, તું માહારા સામુ બોલ્યો તેને કર્મનું અભિમાન છે, જો તને અભિમાન હોય તો તાહરા કર્મનો અજમાયશ કરી જો, જા તાહારે આજથી મારા રાજ્યમાં પગ દેવો નહિ તું તારે તારૂં કર્મ અજમાવી લે. નહિ તો કબુલ કરકે પૈસો છે એ ખરો છે.

ઉદય—પીતાજી તે માહરાથી બિલકુલ કબુલ નહિ થાય. પરંતુ આપને કર્મ અને પૈસાનું પારખું જોવું હોય તો આપ માહારી સાથે ચાલો અને આપને આપની નજરમાં આવે તેવા ગરીબ સ્થિતિના માણસને પૈસા આપી તાલેવંત બનાવો અને પછી આપ પ્રત્યક્ષ જુઓ એટલે આપને બરાબર ખાત્રી થશે, માટે પિતાજી આ બાળકનું કહ્યું માની એક વખત ખાતરી કરો બાદ

આપની નજરમાં આવે તે પ્રમાણે વરતજો. પરંતુ આપ ખાત્રી કરશો તો ભવિષ્યમાં પાછળ પરતાવે ક-રવાની હરકત દુર થાય.

**પ્રધાન**—હા ધીરાજ તેમનું કહેવું બરાબર છે, માહારાજ ઉદય-સિંહને નકામી મમતા છે, પરંતુ પૈસો એજ ખરો છે માટે માહારાજ તેમ કરવામાં આપને શું હરકત છે આપ થોડોક પૈસો લઇ રસ્તે જનાર ગરીબોને આપી પૈસાદાર બનાવો એટલે ઉદયસીંહની નકામી મમતા ઉતરી જશે. અને છેવટે પૈસો મોટો તે એમ કબુલ કરશે. માટે માહારાજ એક અઠવાડીઆની તેમને મુદત આપી. તે પ્રમાણે તેમને ખાત્રી કરી આપોને પછી ના માને તો તેને જેમને તેવો દેશમાંથી કાઢી મુક-જો પરંતુ અન્નદાતાર ખાત્રી કરી આપવી એ આપ ણુને ઠીક પડશે.

**કેદાર**--વારૂ પ્રધાનજી તમારા કહેવા પ્રમાણે એક અઠવાડિઆની મુદત આપુ છું તે એક અઠવાડીઆમાં ખાત્રી નહિ કરી આપે તો તેને જેમનો તેમ રખડતો કાઢી મુકીશ.

**પ્રધાન**—વારૂ અન્નદાતાર આપનું કહેવું સત્ય છે,

( એમ કહી સર્વે જાય છે પડદો પડે છે. )

---

## સ્થળ---ગામ

( ગામના લોકોનું એકઠા થવું )

**મથુરચંદ**—અલ્યા માનેકચંદ આ રાજા તો ઘણા ખરાબ છે પોતાના છોકરાને દેશવટો દેવા ઉભા થયા છે તો લોકોને તો શું એ નહિં કરે,

**છબીલલાલ**—હા મથુરચંદ રાજા તો ઘણા ખરાબ છે ઘણા અ-ભિમાની છે. વળી પાછા તેમને પરધાન પણ તેવાજ મળ્યા છે. એટલે લોકોનું તો સત્યાનાશ વાળશે.

( આ બીના સીપાઈઓ દુરથી સાંભળે છે. )

**માનેકચંદ**—અલ્યા બોલ્યા વિના છાના રહોએ.:....એમના સીપાઇઓ સાંભળે છે જો જાણશે તો રાજા પાસે લઇ જશે તો ભોગ મેળવશે. માટે છાના રહી જાઓ.

(વાણીઆઓ છાનામાના ચુપકીથી સીપાઇઓને જોઇને બેશી રહે છે.)

**૨ સીપાઇ**—શેઠજી શેઠજી હાં......હમે તમારી વાત સાંભળી છે. બોલો તમે રાજાની નિંદા કરતા હતા કેમ ?

**૧ વાણીયો**—અરે નાભાઈશાબ ના ભાઇશાબ અમેતો વેપારની વાતો કરતાં હતા. તમારા સાંભળવામાં એવું આવ્યું જાવ જાવ અમે વળી રાજાનું જુંઠુ બોલીએ કે। આ જુઠુ બોલતા હઇએતો પુછી જુઓ આ મથુરભાઇને ને માનેકભાઇને અમારે શું કામ જુઠું બોલવું પડે.

**સીપાઇ**—ભાઇઓ અમે તમારી વાત સાંભળી છે ને તમે જુઠુ બોલો છો-હમેજ કહીએ છીએ કે હમારો રાજા દુષ્ટ છે પણ શું કરીએ હમારે તેના તાબામાં નોકરી કરવી એટલે એ રાત કહે તો અમારે હા કહેવું પડે અને દહાડો કહે તો હા કહેવી પડે, શું કરીએ-શું કરીએ **पराया दास नीराधारः** જેના તાબામાં રહીએ તેનુ બોલવું પડે.

**૨ જો વાણીઓ**—તારે તમે અમારા મતને મળતાં છો તો તમને કહું છું કે, હા હમે રાજાનીજ વાત કરતા હતા કે રાજાએ પોતાના છોકરાને દેશાવર કાઢવા હુકમ કર્યો એ રૈયતને શુંએ નહિ કરે, માટે હમે તો એના ગામમાં રહેવાના નથી અને પંચ કરીશું એકઠું અને ગામમાંથી નીકળી જઇશું બાહાર, આવો જુલમ કેમ વેઠાય, હં ખોટું કહું છું બોલોને.

**બધા**—અરે હા હા. એજ બરાબર છે.

(એમ કહી સર્વ વેરાઈ જાય છે. પડદો ઉપડે છે)

## સ્થળ.

### ગરીબ લોકોની ઝુંપડીયો

કેદારસિંહ, ઉદયસિંહ અને પ્રધાનનું આવવું.

પ્રધાન—અંન્નદાતાર આ ગરીબ લોકોની ઝુંપડીયો આવી તેઓને રૂપીઆ આપી આપ તેઓને એકદમ તાલેવાન બનાવી દો એટલે ઉદય હાલ ઠેકાણે આવશે.

( તેમની પાછળ ચોર લોકો આ હકીકત સાંભળી આવ્યા છે તે બાજુપર સંતાયા છે )

કેદાર—હા આ ઝુંપડીઓ માહારી ધ્યાનમાં ઠીક આવે છે ચાલો તેમનેજ આપીએ. ( ઉદય તરફ જોઇને ) ઉદય આ ગરીબોને હું પૈસા આપું તને હરકત છે ?

ઉદય—ના તેમ કરશો તોપણ મને હરકત નથી. આપની મરજીમાં આવે તેને આપી દો અને તાલેવાન બનાવો.

( એમ ધારી બન્ને ઝુંપડીઓ વાલાને એક એક કોથળી રૂપીઆ અને એક એક મોતીનો હાર આપે છે બાદ ઝુંપડીઓ વાલા લઇ પોતાની ઝુંપડીમાં મુકે છે અને ચોર યુકિતથી તે સર્વે ઉઠાવી ચાલ્યા જાય છે. )

કેદાર—સીપાઇ આ બંન્ને ઝુંપડીઓ વાલાને માહારી પાસે બોલાવી લાવ.

સીપાઇ—જી સાહેબ બોલાવું. ( સીપાઈ બંન્ને ઝુંપડીઓવાળાને બોલાવે છે. )

કેદાર—તમે જન્મના ભીખારી છો તેથી આજ મને તમારા ઉપર દયા ઉત્પન્ન થઇ છે તેથી આજ માહારે તમને તાલેવન બનાવી દેવા છે, માટે લ્યો આ રૂપીઆ અને એક એકો હાર. ( એમ કહી આપે છે ને તે લઇ જાય છે અને ઘરમાં મુકે છે, )

૧ ચોર—અલ્યા જો જે પગલાનો અવાજ સંભળાય નહિ, નહિ તો તે જાણી જશે ને ઠેઠની મેહેનત ફોગટ જશે,

૨ જો ચોર—હા અલ્યા પગલાં ધીમેથી ઉઠાવજે નહિ તો જાણી

જશે તો હાલને હાલ કેદમાં પુરી દેશે.

( એટલું કહી બંને જણુ એક એક ઓરડીમાં જઇ માલ લઈ ચુપકીથી લઈ પસાર થાય છે. )

( પેલા ગરીબો પોતાની ઓરડીમાં જુએ છે ને માલ દેખતા નથી એટલે રાજા પાસે આવે છે. )

**૧ લો ગરીબ**—માહારાજ તમારૂં આપેલું તો કોઇ ચોરી ગયું,

**૨ જો ગરીબ**—હા માહારાજ માહારે પણ તેમજ થયું મહારાજ આપ શું કરો હમારા કર્મમાં નહિ તેથી કર્મમાં હોય તો રહેને ?

**ઉદય**—પિતાજી આપે આ વાક્યો સાંભળ્યાં ? તમે તો ઘણું એ આપ્યુ પણ હમારા કર્મમાં હોય તો રહેને. એમાં તમારો શો વાંક છે. એમ કહ્યું, પીતાજી હવે આપની ખાત્રી થઇ, હવે આપની ધ્યાનમાં આવ્યું, પીતાજી કર્મ છે એ મોટું છે કર્મમાં લખ્યુ હોય છે તેજ થાય છે કર્મ માં વીધાત્રીના લેખ લખ્યા છે તે કાંઈ ખોટા નથી. માટે પીતાજી આ પુત્રનું કહ્યું માની જુઠી મમતા દુર કરો-દુર કરો.

**કેદાર**—ઉદય પૈસો મોહોટો છે. જો પૈસા મોટો હતો તો ચોર-તેને ચુપકી રીતે આવી ચોરી ગયા. ને મોટો નાહોત તો તેને કોઇ ચોરી જાત નહિ માટે પૈસો છે એજ મોટો છે.

**ઉદય**—પિતાજી તે પૈસો તેનાજ કર્મનો હતો. તેથી તે લઈ ગયો, તે પૈસા આપ જયારથી ઘરમાંથી લઇને નીકળ્યા હતા ત્યારથી આપના કર્મમાંથી ઉતરીને તે ચોરી જનાર ચોરના કર્મમાંજ હતા માટે પીતાજી સાંભળો કર્મ છે એજ ખરૂં છે ?

ગાયન ૩ જું. ( દોહરા )

કર્મ કરે સો કારણું, કર્મ કરે સો થાય;
કર્મ કરે સો જન ડરે, કર્મ કરે ગભરાય.
કર્મ હોય તો સો મળે, પૈસાંને વળી હેત;
કર્મ ન હોય તો જગ ફરે, પણ ન મળે કહું ચેત.

**પૈસા પૈસા નવ કરો, રાજા થઇ વિવેક;**
**કર્મ કરે સૌ થાય છે મમતા મુકો છેક.**

ઉદય—માટે પીતાજી કર્મ એજ ખરૂ છે કર્મ હોય તો જ પૈસો આવે અને સઘળું બને. માટે પીતાજી આપની જુઠી મમતા દુર કરો આ બાળકનું કહેવુ માનો.

કેદાર—ઉદય, હુ તારા વચનનો બીલકુલ વીશ્વાસ રાખનાર નથી. તાહારૂ કહેવુ સર્વ જુઠુ છે અને પૈસો ખરો છે, એમ કબુલ કરી મારી પાસે માફી માગ નહિં તો તાહારે ચોવીશ કલાકમાં અહીંથી જેમનો તેમ દેશ છોડી ચાલ્યો જા અને તાહારૂ કર્મ અજમાવી જો. પછી હું જોઉં છું એ તાહારૂ કેમ થાય છે. ( પ્રધાન તરફ જોઇને ) આ ઠરાવ બરાબર છે ને ?

પ્રધાન—હા અન્નદાતાર આપે જે ઠરાવ નકી કર્યો છે એ બ- રાબર છે ( ઉદય તરફ જોઇને ) ઉદયસિંહ તમે તેમ કરવાને તૈયારી કરો નહિ તો તમારા પીતા તમને ધીકકારી કાઢશે.

કેદાર—હા એમાં શું નવાઇ છે. ચોવીસ કલાકમાં જો નહિ જાવ તો પછી એજ ઉપાય છે.

ઉદય—પીતાજી હું આપની પાસે માફી માગુ પગે પડું સર્વ કરૂં પરંતુ ખરી બિના મુકી નહિ દઉ,

( આ હકિકત ચંપક છાનોમાનો ઉભો સાંભળે છે )

કેદાર—ત્યારે કહ્યા પ્રમાણે ચાલ્યો જા.

ઉદય—અરે ચોવીસ કલાક તો શું પણ હુ હાલને હાલ ચાલ્યો જવા તૈયાર છું પરંતુ આ બીના અને મારા કહેલા વાકયો બરાબર યાદ રાખજો. જો જો પાછળથી પસ્તાવવું પડશે અને કર્મ કબુલ કરવું પડશે.

કેદાર—અરે જાજા તુ છોકરૂં શું સમજે એ બધુ હું સમજુ છું.
( એમ કહી ઉદય વનમાં દેશવટે જાય છે કેદાર અને પ્રધાન ઘર તરફ જાય છે. )

ચંપક—હાય માહારા મિત્રને દેશવટો ! બીચારો ખરી વાત કહેવા

ગયો તો દેશાવરો મળ્યો પણ ફીકરનહિ હું તેને
શોધી કાહું છું.

( એમ કહી ચંપક જાય છે ) ( પડદો પડે છે )

---

## સ્થળ—જંગલ.

( જોગણનાં કપડાં હાથમાં લઇ જોગણ બનવા સારૂ બાળાનું આવવું. )

**બાળા**—પ્રભુ માહારા પીતા ગુજરી ગયા. તેમનો મરમ સમજી તેમના દાટેલા માલ કાઢનાર અને મને વરનાર બબે વરસ થયાં છતાં કોઇ આ દુનીઆપર ન રહ્યું પ્રભુ મારી આશા ભંગ થઇ ગઇ મનના મનોરથ મનમાં જ રહ્યા દીલના દાહાપણ દીલમાંજ રહ્યા પ્રભુ હવે મને ખરાખર ખાત્રી થાય છે કે એ માલનો ભોગવનાર અને આ દાશીનો હાથ ઝાલનાર આ દુનીઆપર કોઇ નથી પ્રભુ હવે એ આશા છોડી દઇ જોગીઓની ધુણીમાં બેસી તાહારૂં નામ જપું. હવે અવર ઉપાય રહ્યા નથી. ચાલ એક વખત પ્રભુની સ્તુતી કરવા દે પછી જોઇએ છે. ( એમ કહી સ્તુતી કરે છે. )

### ગાયન ૪ થું.

મુંઝાણી મધ દરીએ એ—રાહ.

અકળાણી અધવચે લુંટાણી; પાતળીયા તું કંઇરે—પાત.
પાસે અહી કોઈ નહિં ગીરધારી—પાત
મેં લીધી છે હાથમાં, ચટચકતી તલવાર;
શિર છેદુ પળવારમાં સાહાય કરો કીરતાર.
કોઈ બચવો શ્રી હરી, વારે ધાઓને કહું ખરી;
આવીને પ્રભુ રોકો અબળા જાણી—પાત.
વાહાલા વેગે આવજો પળ નવ કરશો વાર;
સત્ય હોય તો સાચવો શામળીઆ ભરથાર.
આશારો આ પળમાં પ્રભુ આપો— પાત.

( આ હકીકત રસ્તે જતાં ઉદયના કાંને આવવાથી ઉદય એકદમ તેની પાસે આવે છે. )

**ઉદય**—બાળા તમોને અહિં કોણ મારે છે તમોને તલવાર કોણ

ઉગામે છે. ક્ષત્રી છતાં અબળાપર જુલમ ગુજારનાર કોણ છે અને આપ કોણ છો અને આપનું નામ શું અને આપને ક્યાં રહેવું અને અહીં શા કારણથી આવવું પડ્યુ છે તે કહો.

બાળા—( આ જોગી ચતુર પુરૂષ જણાય છે અરે મને તેમણે બાળા કહી કેમ બોલાવી તે મને ઓળખતા નહિ હોય. પણ કાંઇ નહિ એક વખત ખુલાસો તો કરૂં પછી જોઇએ છે ) બાવા જુલમ તો બહોત હયે મગર હમારા જુલમ દુર કરને વાલા યેહ દુનીયાંપે કોઇ નહિ હયે મગર આપ મેરેકુ પુછતે હો તો મેરે કહેના પડતા હયે કે હાલમાં તો મેં જોગણ હઉં પરંતુ

ઉદય—પરતું શું !

બાળા—પરંતુ હુ એક રાજકુમારી છું અને માહારૂ નામ બાળાવંતી છે.

ઉદય—હાં હાં પછી તમારૂં ગામ કયું ?

બાળા—માહારૂ ગામ એટલે મારા પીતાનું રાજ છે.

ઉદય—અહીં આવવાનો સબબ ?

બાળા—આવવાનો સબબ માત્ર એજ કે માહારા પીતાજીના છુપા ભેદને વરતી કાર્ય પુરૂં કર્યું નથી ત્યાં સુધી કુંવારા રહેવાનું અને હાલ તેવા પુરૂષ નહિ મળવાથી જોગીઓમાં ભળી હરી ભજવા બીજુ શું.

ઉદય—હં પછી તમોને અહિ જોગી બનવા જતાં તલવાર કોણ મારતું હતું.

બાળા—( સ્વગત ) (આ શુરા ક્ષત્રી પાસે હવે બીલકુલ વાત છુપી રહેનાર નથી માટે તેમને ખુલ્લું સમજાવવું એજ ઠીક છે ) આપ ના સમજ્યા કે આ ભગવાં કપડાંરૂપી તલવાર અને તે પેહેરી જોગણ બનવા જવાથી અને છેવટે કાર્ય પુરૂં કરનાર નહીં મળવાથી કાર્ય કરાવવા ઇશ્વર સ્તુતી.

ઉદય—ત્યારે હું તમોને પ્રશ્ન તેનો જવાબ આપશો !

**બાળા**—હા. ખુશીથી પુછો સમજ પડશે તો જવાબ અપીશ !

**ઉદય**—ત્યારે જુઓ એક તો એકે તમારા પીતાનું નામ બીજુ એકે કરવાનું કાર્ય અને ત્રીજુ એકે વચન બોલો તે થશે?

**બાળા**—હા ઘણી ખુશીથી માહારા પીતાજીનું નામ પ્રતાપસિંહ હતું અને કાર્ય.

**ઉદય**—કેમ અને કાર્ય કહી અચકી ગયાં, બોલો શરમાઓછો કેમ.

**બાળા**—તેકહું પરંતુ તેકહેવા પહેલાં હું એક સ્વાલ પુછું તેનો ખરો ઉતર આપશો ?

**ઉદય**—હા. ઘણીજ ખુશીથી કેમ નહીં, પુછો શું છે.

**બાળા**—ત્યારે કહો આપને આ જોગી વેશે નીકળવાનું કારણ શું અને આપનું નામ શું ?

**ઉદય**—સાંભળો માહારા પીતાજીએ એક પ્રસ્ન પુછયો તે પ્રસ્ન એકે પૈસો મોહોટો કે કર્મ તે પ્રસ્ન પુછવાથી સર્વે રાજના માણસો મહારા પીતાજીના ખોટા મતને મળી ગયા અને મેં કર્મ મોટું કહ્યું તેથી મને દેશવટો મળ્યો છે અને તેથી કરી કર્મ અજમાવવા આવ્યોછું માહારૂ નામ ઉદયસિંહ છે.

**બાળા**—( સ્વગત ) ( આ કોઇ રાજકુવર લાગે છે અને મને તો ખાત્રી થાય છે કે આજ કાર્ય કરશે. માટે હવે આ- મને છોડવા નહિં અને સઘળી બીના કહી દેવી ) હા ઉદયસિંહ કાર્ય તો એજ કે અમારી કુળદેવી પાસે માહાદેવનું દેવળ છે ત્યાં માહારા પીતાજીએ ચાર ગજ દુર એકલા લાકડાનું પુતળું દાટયું છે અને ત્યાં એવા લેખ લખ્યા છે કે માથા સાથે માલને કર્મ હોય તો ખાય. એ પ્રમાણે લખ્યું છે માટે આ કાર્ય આપજ કરશો અને આ કાર્ય આપનાથીજ થશે એવી મને પુરી ખાત્રી છે.

**ઉદય**—( સ્વગત આ કાર્ય જોવું અને પીતાજીના કહેવા મુંજબ કર્મ અજમાવવું જોઇએ માટે હાલતો તેમને મર્મમાં

જવાબ આપવો. એજ બરાબર છે ) બાળા તે કાર્ય હું જોઇશ. પરંતુ તે કાર્ય જોવા પહેલાં મને એક વચન આપો ?

**બાળા**—( વચન આપવામાં કાંઇ વાંધો નથી ) હા લ્યો આ વચન બોલો શું છે ?

**ઉદય**—બાળા વચન માગવાનું તો એ કે આ કાર્ય મને જોયા પેહેલાં જોગીઓ ભેગાં મળી જઇ જોગણ બનવાનો વિચાર એક પખવાડિયું બંધ રાખો.

**બાળા**—ઉદયસિંહ તે વચન.

**ઉદય**—બોલો તે વચન શુ ? તે વચન કરવુંજ પડશે.

**બાળા**—ઉદયસિંહ તે વચન કરીશ, પરંતુ આ સામેના બાવાને ત્યાં તેમની ટોળીમા મળ્યા શિવાય આનો આ વેશ પેહેરી રાખી એક પખવાડીયું તમારી રાહ જોઇશ. પછી જોગણ બનાવામાં વાંધો નથી ને ?

**ઉદય**—હા. તે પ્રમાણે કરશો એટલે માહારે બીલકુલ વાંધો નથી,

**બાળા**—ઉદયસિંહ આ અબલાને જરૂર મળજો.

ગાયન ૫ મું.

**બાના મુખને જો પુચ્છો તો—એ રાહ**

**આ અબળાનું દુઃખ હણો તો આવો સત્વર વંન;**
**રહું એકલી જોગી વેશે કાર્ય કરી પર જંન—આ અબળા.**
**ના આવો તો જોગી વેશે કરૂં જીંદગી ખ્વાર**
**એ પ્રાશ્ચીત સઉ તમને લાગે માટે કરો આવાર—આ અબ૦**
**અંતર પડદો ખોલી બતાવ્યો જાણી ક્ષત્રીનું તંન.**
**નામ ઉદય કરો ઉદય પછી ભવ સુધારો જંન—આ અ.**

**ઉદય**—બાળા ગભરાશો નહીં આ કાર્ય કરવું એ મારો ક્ષત્રીનો ધર્મ છે,

ગાયન ૬ ઠું.

**પ્રેમદા છે પ્રીતી ભાજન—એ રાહ**

**ધીરજ રાખો બાળા,સઉ કાર્ય પ્રભુ કરે સારા**
**સબુરી રાખો સઉ મન્ન, પ્રભુ કરે કાર્ય રંજન**
**કોઇ દીલ સબુરી રાખે, તારે ભગવાન સુધારે**

મન મેલી કામ સુધારે, નંવ થાય આકળા થાયે
કહો કયમ કયાંથી કામ થાય સુજંન
ચટપટ બોલીને કરશો મંન રંજન—ધીરજં.

એટલું કહી ઉદય જાય છે. બાળા બાવાના વીશરામમાં જાય છે પડદો ઉપડે છે.

---

## સ્થળ.

### અઘોર જંગલ.

**ઉદય**—હાય પ્રભુ રાજ્યના માલીકને આ દુઃખ પીતાજીને ખરી વાત કહી તો દેશવટો મલ્યો આજ કાલ દુનિયામાં જુઠ જુઠ જુઠને જુઠજ છે સઘળે જુઠ વ્યાપી રહી છે સાચુ બોલવાથી દુઃખ મળે છે ને જુઠું બોલવાથી સુખ મળે છે એ સુખ માહારે જુઠું બોલી લેવું નથી હું તો ફક્ત માહારા નશીબ ઉપર આધાર રાખું છું. કર્મે રંકને રાય બનાવે છે ને કર્મે રાયને રંક બનાવે છે માટે કર્મ છે એજ ખરૂ છે કર્મ વીના બીજુ કાંઇ નથી. પ્રભુ હુ કોઈ દીવસ ચાલ્યો નથી પરંતુ આ દુષ્ટ પીતાજીએ જુઠી જક બાંધી દુઃખમાં નાંખ્યો છે પરંતુ કાંઇ ફીકર નહી તે પણ નશીબમાં લખેલુંજ પણ પ્રભુ તુંજ માહારા સાચાની વારે થા.

### ગાયન ૭ મું.

ધીરી. ધીરી. સુંદરી જરા ધીરી—એ રાહ
પ્યારો પ્યારો પ્રભુજી મુંને પ્યારો
તમે કર્મનુ પારખું બતાવો
મારો જન્મ પ્રભુજી સુધારો—પ્યારો
અકલ સુધારો પ્રભુ બુદ્ધી વધારો
આપોને આશરો તમારો— પ્યારો

**ગુપ્ત વાણી**—ધીર રાખો ભગત ધીર રાખો
જુઠ ટાળો જગતમાં ચાલો
જાવ જઈ કરમ અજમાવો

**સચાઇથી ચાલશો તો જનમ સુધારશો**
**ટેક રાખી સદા સંભારશો-ધીર.**

**ઉદય**—આ શું આ તો ગુપ્ત વાણી, જાવ જઈ કર્મ અજમાવો એ બોલ બરાબર છે માટે ચાલ તે કામ કરવા સત્વર જાઉં.

**તારો તારો પ્રભુજી મુને તારો**
**આ સેવકની લાજ પ્રભુ વારો- તારો.**
**અહલ્યાને તારી પ્રભુ મીરાં ઉગારી.**
**તેમ શેવકને દુનીઆંથી તારો- તારો.**

( એટલી અરજ કરી, ઉદય ધારેલી જગોપર જવા નીકળે છે એટલામાં તેનો મીત્ર પ્રધાન પુત્ર ચંપક તેને ઓચીન્તો મળે છે. )

**ચંપક**—કેમ મિત્ર આટલા બધા ઉતાવળા કયાં જાઓછો એટલું બધું સતવરનું શું કામ છે મિત્ર આ દોસ્તને મુકી દેશવટે નીકલ્યો આ તાહરો દોસ્તતો તાહારા સુખે સુખી છે અને તાહારા દુખે દુખી છે અને તાહારા દુઃખમાં ભાગ લેનારો છે. છતાં કેમ મુકીને આવ્યાં. એકલાં આવવું આપને ઘટે છે કે,

**ઉદય**—મિત્ર પીતાજીથી તકરાર થઇ ખરૂં કહેતાં ખોટું લાગ્યું અને બારોબાર ચોવીસ કલાકમાં જવાનું કહેવાથી હું ત્યાંથી જેમનોતેમ નીકળી પડયો. મિત્ર માહારા દુઃખ માટે તમે દુઃખી કેમ થાઓછો માહારા કર્મના લેખ હું ભોગવી લઇશ મહારા નશીબમાં હશે તે થશે માટે મીત્ર તમે માહારી સાથે દુઃખી થવા આવવા વીચાર બંધ રાખો અને ઘર તરફ પધારો.

**ચંપક**—મિત્ર આ શું બોલો છો. આ વખતે હું તમને કામ નહિ લાગુ તો કયાં કામ લાગીશ માટે મિત્ર બીજા વીચારો દુર કરી આપ કયાં જવા વીચાર ધારો છો તે કહો અને પછી આપણે સાથે જઇયે.

**ઉદય**—મિત્ર હું તો તમોને ખાસ નાજ કહુ છું પછી તમારી મરજી

(એમ કરી ચંપકના કાનમાં વાતો કરી જાયછે.)

( પડદો પડે છે )

## સ્થળ.

### રસ્તો

**બારવટીઓ**— ( ત્રણ બારવટીઆઓ આવે છે )

**કેહળ**—અલ્યા વેહળ આ શાની થાળી વાગે છે ( થાળી વાગે છે )

**વેહળ**—અલ્યા આતો પ્રતાપસિહ રાજાની ગાદીના માલ લેવાની થાળી વાગે છે અને તે કહે છે કે માથા સાથે માલ અને કર્મ હોય તો ખાય એમ બુમ પાડી થાળી વગાડે છે.

**ચેહળ**—અહા અલ્યો ત્યાં જઇ હું એકલો માળ મલહે.

**બધા**—હા અલ્યો હાલો જઇએ.

( એમ કહી ત્રણેનુ ત્યાં જવા નીકળવું અને ઉદય અને ચંપકનુ આવવું. )

**ઉદય**—ચંપક ભાઈ આ જોયું શું.

વગાડે છે હવે ખાત્રી થઇ ના થઈ હોય તો તેને પુછી જુઓ એટલે પુરી ખાત્રી થશે.

**ચંપક**—વારૂ ભાઇ ( ઢેડ તરફ જોઇને ) અલ્યા આ શાની થાળી કુટે છે.

**ઢેડ**—બાપજી પ્રતાપસીહ રાજાની ગાદીનો માતા અને માહાદેવના દેવલ પાસે એવા લેખ લખ્યો છે કે–માથા સાથે માલ અને કર્મ હોય તો ખાય. એ પ્રમાણે લેખ લખ્યો છે માટે જેમને તે માલ લેવા જવું હોય તે સુખેથી જાવ અને યુકતીથી લ્યો.

**ચંપક**—વારૂં તે રસ્તો કયાં થઇને જવાનો છે.

**ઢેડ**—બાપજી ( આંગળી કરીને ) એ ......આમ થઇને આંમ વળશો એટલે સામુંજ દેવળ છે.

**ચંપક**—ઠીક બહુ સારૂ ( એમ કહી એક રૂપીઓ તેને આપે છે )

**ઢેઢ**—બાપજી ઘણું જીવોને રાજ્ય કરો.

**ચંપક**—મીત્ર આ ભેદની મને કાંઈ સમજણ પડી નહી તે વાત શું હશે.

ઉદય—ભાઈ ચંપક તું તારે માહારી સાથે ચાલ, આપણે જોઇએ છીએ નશીબમાં હશે તો મળશે.

ચંપક—વારૂ મીત્ર પધારો.

ચંપક અને ઉદય— ગાયન ૮ મું.

આવો કુમકુમને પગલે—એ રાહ.

ચાલોને મિત્ર હમારા
હું આવું પાછળ વાહાલા
જઇ કામ સુધારોને લાલા—જઇ
આ જલદી પગલાં વાળ્યાં
સુંદીર સામળીઆ કાલા
મોરલી મુખે ધરનારા
આ કામ સુધારો મારા—ચાલો
આ આવ્યો પાછળ તારા—ચાલો.

( બંને જાય છે અને પડદો ઉપડે છે. )

---

## સ્થળ

### માતાનું અને માહાદેવનું દેવળ.

કેવળ—અલ્યા ચેહળ તું ભણ્યો છે.

ચેહળ—હા થોડુ થોડું તો આવડે છે.

વેહળ—તારે વાંચને આ હુ લખ્યું છે જોને કેવું હારૂં લાગે છે ને વળી આ પુતળું શેનું છે.

ચેહળ—અલ્યા આમે તો માથા સામે માલ ને કર્મ હોય તો ખાય એમ લખ્યું છે અલ્યા આપણા કરમમાં હશે તો મળશે, માટે હાલો આપણે ત્રણે જણા મળી માથાં પછાડહુ એટલે ત્રણમાંથી જેના કરમમાં હશે તેને મલહે

કેહળ—હા અલ્યા આ તો હેધુ છે હો. લે પેહેલો હુ પછાડું છું ( એમ કહી પુતળા સાથે માથું પછાડી લોહી કાઢી રોતો-રોતો તેમની પાસે આવે છે )

વેહળ—જા જા તને તો આવડતુંજ નથી. મારા નછીબનું છે. (એમ કહી માથું પછાડી લોહી ચુતો તેમની પાસે આવે છે.)

**ચેહુળ**—અરે તમને તે શું આવડે એ તો મારા નછીબનુ છે માટે લાવ મને હુ તેમ રરૂં.

( એમ કહી તે પણ માંથુ પછાડી લોહી ચુતો થઇ રોતો રોતો આવે છે. )

( બધાઓને વાગવાથી એક ધોતીયું ફાડી ત્રણે જણા પાટા વીંટી લમણે હાથ દઈ જાય છે. )

**ત્રણે**—હત તારૂ સત્યાના જાય, ઉલટા માંથાં ભાગી નંખાયા એમ બોલતા બોલતા ત્રણેનું જવું બાદ ઉદય અને ચંપકનુ આવવું.

**ઉદય**—મિત્ર જોયું આ દેવલ.

**ચંપક**—હા તમારા કહેવા પ્રમાણે બધું એ ખરૂં પણ માલ શી રીતે મળે?

**ઉદય**—જોયું ભાઈ કોઇ મુરખાએ માથાં પછાડી નકામાં માથા ફોડી લોહી ચુતા થઈ ચાલ્યા. ગયા છે. ના ખાત્રી થતી હોય તો જો આ લોહી.

**ચપંક**—હા મીત્ર આપણ. આવ્યા પહેલાં ઘણા માણુસો અજમાયશ કરી ગયા છે. પરંતુ મિત્ર આપણું તે રીતે ના થાય.

**ઉદય**—મિત્ર આ માલ માથુ ફોડી લેવા લેખ નથી લખ્યો પરંતુ તેનો મતલબ એવો છે કે માથા સાથે માલ અને કર્મ હોય તો ખાય એટલે ના સમજ્યા જુઓ માથા સાથે માલ એનો અર્થ મારી બુદ્ધી પ્રમાણે તો હું એજ કરૂં છું કે આ લાકડાના શીશ ને તેના ધડથી તલવારથી ઉડાવી દઈ તેમાં માલ છે તે લેવો એમ થાય છે મને તો એમ સમજણ પડે છે જો આપણું કર્મ હશે તો આપની બુદ્ધી બરાબર છે. કર્મમાં નહિ હોય તો મેહેનત ફોકટ છે માટે માહરા સમજવામાં પ્રપ્રમાણે તો એમજ થાય છે અને તે બરાબર છે.

**ચંપક**—મારી બુદ્ધી તો આ કામ પાર પાડવાને બીલકુલ સુઝતી નથી. પછી તમારી ધ્યાનમાં આવે તે ખરૂં જુઓ તો

ખરા અજમાયશ તો કરી જુઓ કર્મની વાત છે.

એમ કહી ઉદયનું લાકડાના પુતળા પાસે જઈ તલવાર વતી તે ધડ જુદુ કરવું અને અંદરનો માલ નજરે પડવાથી અંદરથી કાઢી ચંપકને બતાવવો.

ઉદય— કેમ ચપકરાય, કર્મ છે એ ખરૂં છે ને, જુઓ આ માથા સાથેનો માલ,

(એમ કહી બતાવે છે. )

ચંપક—હા મિત્ર કર્મ શિવાયનું દુનીયા પર સર્વ જુઠું છે કર્મ એ જ ખરૂં છે.

ગાયન ૯ મું

આજે આનંદ. આનંદ થેઇ થેઇ કારથયો—એ રાગ

આજે સફ્ પ્રભુએ સંસાર કરયો

કર્મ નક્કી ફ્ળ્યુ ને તારો બોલ પળ્યો
ખરે ખર બોલ પળ્યો સર્વ માલ તુંને મળ્યો
જય જય જય આજે- આજે.
વહાલા ઉદય તમે તો હવે રાજ્ય સ્થાપો.
રાજ્ય સ્થાપી દુખડાં તમે આજ કાપો
જઇ બાળાને મળો ત્યાં જઇ રાણી વળો
જય જય જય જય- આજે

મિત્ર હવે આપણે તેજોગીઓના રહેઠાણમાં જઇએ, ને આ નીકળેલા લેખવાળી બાળાને મળીએ.

ઉદય—હા મિત્ર સત્વર ચાલો મેં તેમને ભરૂસો આપ્યો છે, ને તેના વચન પ્રમાણે હવે ફકત તે વચન પુરૂં થવાને બે દીવસ બાકી છે માટે એકદમ ચાલો.

એમ કહી જોગીઓના રહેઠાણ તરફ જવાનો વીચાર કરી બંને જણ જાય છે પડદો પડે છે )

---

## સ્થળ.

### કેદારસીંહની ખાનગી રૂમ.

કેદાર—પ્રધાનજી વાહાલી પ્રીયવંતીને લાયક હાલમાં કોઇ પતી નથી

માટે માહારો વિચાર તેના લગ્ન સારૂ મંડપ રચી સ્વયંવર કરવો અને જે સ્વયંવરમાં જીતે તેને વરમાળા પ્રીયુવંતી આરોપે.

**પ્રધાન**—અન્નદાતાર આપનું કહેવુ બરાબર છે. પરંતુ તે કાર્ય કરવાનું આપ શું બતાવશો.

**કેદાર**—પ્રધાનજી કાર્ય તો એજ કે અદ્ધર ખુરશીપર બેઠાં અવળા હાથે મુકરર કરેલા નીશાનને છેંદ પાડવાનુ કેમ બરાબર ને,

**પ્રધાન**—જી હા આ હકીકત મને ઘણીજ ધ્યાનમા આવી ગઈ છે ત્યારે સર્વ રાજાઓને સંદેશા કહેવડાવવા સીપાઈઓને બોલાવી મોકલાવીશું !

**કેદાર**—હા હાલને હાલ સીપાઇઓને બોલાવી મોકલો પરંતુ તેની મુદ્દત આજથી આઠમે દીવસે રાખવી મને વધારે દુરસ્ત લાગે છે.

**પ્રધાન**—હાજી માહારો પણ એજ વીચાર છે અને આપનો ધારલો વીચાર બારાબર છે, અરે કોઈ સીપાઈ હાજર છે.

( એમ કહી સીપાઇઓને હાંકો મારે છે સીપાઈઓ આવે છે.

**સીપાઓ**—હાજર સાહેબ.

**કેદર**—( સીપાઇઓને કાગળના કકડા આપી ) જાવ આ પત્રીકાઓમાંથી સઉના નામ શોધી કાઢી તેઓને આપી આવો અને જલદી પાછા આવો.

**સીપાઓ**—બહુ સારૂ મહારાજ

( એમ કહી સર્વ પત્રીકાઓ સઉસઉના ભાગે પડતી વેહેંચી લઇ આપવા જાય છે )

**કેદાર**—કેમ પ્રધાનજી પૈસો હતો તો હું સ્વયંવરમાં આવી બાહા અને સુરવીર રાજકુમારને માહારી પુત્રી વરાવીશ કેમ, પ્રધાનજી આ માહાભારત કામ કરશે તે સુરવીર અને બાહાદુર ખરો કે નહીં.

**પ્રધાન**—કેમ નહિં અન્નદાતાર લેતો ખરેખરા બહાદૂર કહેવાય માહારાજ પૈસાની કાંઇ આ દુનીઆમાં વાતે થવાની

છે પૈસો તો સાક્ષાત લક્ષ્મી છે પૈસા જેવી મોટી ચીજ આ દુનીઆપર કઈ છે, મહારાજ આપ કેમ આટલા બધા શોચમાં આવી ગયાછો તે કાર્ય કરનાર ઘણા ક્ષત્રી મળશે.

કેદાર—પ્રધાનજી હું સેહેજ સોચમાં છું મને તો આ કાર્ય ભારી લાગે છે માટે તે કોઇથી બનવું મુશકીલ છે પણ કાંઈ નહીં ચાલો પ્રધાનજી સીપાઇઓ તે ખબર લઇ આવશે માટે આપણે હવે સ્વયંવરની ધામધુમ કરીએ

પ્રધાન—જી હા, પધારો.

કેદાર અને પ્રધાંન ગાયન ૧૦ મું.

મારા વાહાલારે પ્રધાંનજી. કેવો વીચાર મેં ધારીયોરે;
આઠ દીન પછી મંડપ, સરવે રાજા ત્યાં આવશેરે.
કાર્ય કરશે તે કન્યાને વરશે, બાકી પાછા જાશેરે;
મને લાગેછે આ કાર્ય છે અઘરૂં તે બનવુ મુશકેલ છેરે
કેમ આંમ બોલીયા, મુખે ઉચરીયા વીશમય પડીયા
શુરવીર ડરીયા કેમ આમ ડરીયા શોચ શીદ પડીયા
શુરવીર ઘણા છે જગ મહીંરે- માહારા

( જાય છે પડદો ઉપડે છે )

---

# સ્થળ

## જોગીઓનું રહેઠાણ

બાગા—હાય પ્રભુ પંદર દીવસ થવા આવ્યા છતા પણ હજી સુધી ઉદય આવ્યા નહિ હવે આજનો દીવસ બાકી છે આજનો દીવસ વીત્યા બાદ મારે જોગીઓનો ટોળામા ભળી જવું પડશે પણ ઉદયસિંહ ક્ષત્રી પુરૂષ છે. તે આવ્યા વિના તો રહેજ નહિં માટે લાવ જરા રાહ જોઉં

**જોગી**—ક્યું બેટા, કયા બીચાર કરતી હયે કયું તેરેકું કુચ્છ ડર- હયે તેરેકું કુચ્છ ભય હયે શોકાતુર કાયકું હોતી હયે તું આવી તે દીવસના ચહેરામાં અને આજકાલ ચહેરામાં બોત ફરક પડ ગયા હયે માટે બેટા મેરેકું કહદે તેરેકું કયા હયે.

**બાળા**—બાપાજી મને ભય બીલકુલ નથી અને ચીન્તા જરા પણ નથી પરંતુ આવતી કાલે માહારે આપના ટોળામાં ભળી જવાનું છે અને મળવા આવનાર આતુર માણસ આવ્યા નથી તેથી તે કારણથી વીચાર કરૂ છું

**૨ જો જોગી**—બચ્ચા તું મત ગભરા તેરેકું મીલને વાલા અભી આયગા. બચ્ચા તું ફીકર મત કર બચેટ.

**બાળા**—વારૂ બાવાજી.

( એમ કહી બેસી જાય છે બાદ ઉદય અને ચંપક આવેછે)

**ઉદય**—( પાસે આવીને ) બાળા તે જગા જોઇ મેં ખાત્રી કરી. અને તે કાર્ય મેં પુરૂં કર્યુ છે.

**બાળા**—હે આપ શું કહોછો આ ખરૂં છે ?

**ઉદય**—બાળા તમારા સોગન ખાઇને કહું છું કે તે કાર્ય મેં પુરૂ કર્યુ છે.

**બાળા**—તે શીવાય બીજી ખાત્રી !

**ઉદય**—બીજી ખાત્રી ( માદલીયું કાઢીને ) આ અંદરથી નીકળેલું માદલીયું અને કાગળ.

( બંનેબાળાને બતાવે છે ને બાળાને ખાતરી થાય છે )

**બાળા**—( કાગળ વાંચીને ) કેમ તમે તે કાગળ વાંચ્યો !

**ઉદય**—હા તે મેં બરાબર વાંચ્યો છે ?

**બાળા**—બોલો ત્યારે તેમાં શું છે ?

**ઉદય**—તે મેં સઘળું વાંચ્યું છે ને મને ખબર છે.

**બાળા**—ત્યારે ઝાલો પ્રીયાનો હાથ

**ગાયન ૧૧ મું.**

**મારા રંગીલા છેલા સરદાર—એ રાહ.**

**મારા વાહાલા રસીલા ભરથાર,—આવો મારા;**
**તલસે નાર નાર પ્રીય આવો રદાર-સમાર.**

હેત કંઇ વધારજો આ દાસીના ઉપર લહી,
શાંણા રસીક દીલદાર આજે પ્યારીપર નીધા કરી;
ખાંનપાંન રસવાન વહાલા તમવિના પળપળ ભુલી,
દરસન તમારાં દાસીને દીધાં છે પ્યારા પ્રીતથી;
ભરથાર સરદાર પ્રીતના પ્રેમી થનાર,
હેત વધારો આધાર,
આપ સેવામાંછું પ્રાણાધાર;—આવો મારા.

ઉદય—બાળા હવે આ મુકામમાથી ઉપડી તારા પીતાજીના રાજ્ય-
માં જવું એ સારૂં છે.

બાળા—હા પ્રાંણનાથ આ જોગી મહારાજના આશીરવાદ લઇ તે
તરફ જવું અને તેમાં લખેલું તમામ કાર્ય કરવું એ ઘણું
સારૂં છે.

ઉદય—પ્રીયા, ત્યારે હું ચંપકભાઇ પાસે તમારે પેહેરવા સારૂ કપડાં
મંગાવું. કારણ આ વેશ પેહેરી ત્યાં જવું મને દુરસ્ત
લાગતું નથી.

બાળા—હા, પ્રાણનાથ તે બરાબર છે મંગાવો

ઉદય—( ચંપક દુર ઉભેલો છે તેને પાસે બોલાવીને ) ચંપકરાય
તમે ગામમાં જઈ તમારાં ભાભી સારૂ જોઇતાં કપડાં
લઇ આવશો ? કારણ હવે અહીંથી જોગી વેશ ઉતારી
નેજ તે તરફ જવું છે અને સર્વ કાર્ય ત્યાં જઇ સત્વ-

ચંપક—વારૂં મીત્ર જાઉછું થોડી વારમાં લઈ આવુંછું.
( કહી ચંપક જાય છે )

ઉદય—તે માહરા પીતાજીના પ્રધાનના દીકરા છે અને માહારા
મિત્ર છે અને અહીં પણ તેજ પ્રધાન થવાના છે.

બાળા—પ્રાણનાથ ઘણી ખુશીથી આ અબળાનું જીવતર આપે
સુધાર્યું છે પ્રાણ આપ મને મળ્યા ન હોત અને આ
કાર્ય આપે કર્યું ન હોત તો આવતી કાલે મહારે આ
જોગીઓની ધુણીઓમાં બેશી હરદમ તપ કરવા પડત

અને માહારો જન્મ બગાડવો પડત પરંતુ પ્રાણનાથ ચંપક રાયભાઇને આવતાં કેમ વાર લાગી ? ત્યાં જઇ આપને કચેરીનું મહુરત કરવું છે અને નકામો વખ-ત ચાલ્યો જાય છે.

**ઉદય**—પ્રીયા સબુર કરો ચંપકરાય દેખાય છે. આવે છે, આ દેખાય જુઓ.

( એટલામાં ચંપક આવે છે.

**ચંપક**—મિત્ર લ્યો આ કપડાં લાવ્યો

( એમ કહી કપડાં આપે છે એટલે બાળા પેહેરી આવે છે. )

**બાળા**—પ્રાણનાથ ચાલો.

**બાળા અને ઉદય**— **ગાયન ૧૨ મું.**

પ્રીતમ આવો મારા પ્રાણ—એ રાગ

**પ્રીતમ ચાલો મારા પ્રાણ અહિંથી રહીશું સંગે**
**પ્યારા પ્રીતમજી તમને ફુલે વધાવું રે દાસી થઇ રહું સદા**
**સંગે-પ્રીતમ-**

**વાહાલી લાગે તારા વેણ મુજને પ્યારા અંગે**
**બાળા હું તમને મારી સાથે જ રાખું, પ્રીતેજ પાછાળ ચા-લો સંગે—પ્રીતમ**

ઉદયબાળા અને ચંપક જાય છે. પડદો પડે છે. )

---

**સ્થળ**

**રસ્તો**

**કેહળ**—અલ્યા ચેહળ આ તો બોલી કેવત પ્રમાણે થયુ લંવા ગઇ પુત અને ખોઇ આવી ખસમ. એવો ઘાટ થયો. અલ્યા માથા હાથે માલ હતો તે આમ ચમ થયું હેં. અલ્યા ચેહળ ચમ બોલતો નથી.

**ચેહળ**—હા ભાઈ તુ કે છે એ ખરૂં છે પણ શું કરીએ. આપ-

ણુ નશીબમાં નહીં એટલે ચાંથી મલે. ત્યારે અલ્યો એ માલ કોણુ લેશે ને શી રીતે નીકળશે.

વેહુળ—અલ્યા માલ તો નહિં મલ્યો તો મુઓ પણુ કહું તેમ કરીએ તો ચમ ફાવીએ કે નહિં.

ચેહુળ—વળી તું હું બતાવે છે, બતાવ જે હાને હાવું એટલે આટલા રહ્યા છીએ તે પણુ પુરા થઈ જઇએ એટલે પતી ગયું.

કેહુળ—અલ્યા વેહળીઆ તું તો જયાને લાં આમ ડાપણુ ડોળી આમ ને આંમ કરે છે ને ઉલટો બતાવે છે. જા તારામાં તો કાંઈ અક્કલે જ નથી.

વેહુળ—અલ્યા હાંભળો તો ખરા જુઓ આપણે છીએ તો ક્ષત્રી બચ્ચાં વળી તડાકો કરવામાં કાંઈ ભુલીએ એવા નથી વળી ચાલાકીમાં કાંઇ બાકી નથી. માટે જુઓ મારો તો વીચાર એવો છે કે પેલી બાળા જોગણુ થઇ જવા બાવાઓની ધુણીઓમાં ગઇ છે માટે બાવાઓ પાસે જઇ ઉધું ચતુ સમજાવી. તેને ઉપાડી વેચી હું નહીં તો પરણીહું એટલે ઠીક પડશે.

કેહુળ—હા મારો બાપો કરૂં એ કામમાં તો ખરૂં કામ એ કામ તો આ ઠાંકડા સીવાય નહિ બને પણુ અલ્યા એ માલતો એક ઊદડીઓ કરીને છોકરો આવો છે એણે લીધો છે ને કંન્યાને પણુ તેજ પરણુ હે. અલ્યા પ્રતાપસિંહનું રાજયપણુ એ જ લેહે અલ્યા કન્યાને તેની સાથે લઈ જતાં મેં નજરે જોયો હતો. અલ્યા જો તમારો જવાનો વીચાર હોય તો બાંધો કમરને થાઓ તૈયાર પછી જુઓ ઠાંકડાના સપાટા અલ્યો આપણે એ અહેતાંથી કાઢી લાવી હું પણુ તમારી ત્યાંથી ઉપાડી લઇ જવાની હીમત છે જો હીંમત હા હો યતો મને હા કહો નહીં તો જવાબ આપો.

ચેહુળ—વેહુળ— હા હા અલ્યો અમારી તો પુરી હીંમત છે,

કેહુળ—હાલો ત્યારે ઉપડો મારો બાપ કરૂં,

ગાયન ૧૩ મું.

વશ નારીને જો કરવી ધારો—એ રાહ

અહ્યા ચેહળીઆ હટપટ હાલો
જઈ બાળાને ચટપટ ખાળો.
જાવું ચપકીથી યાર આવું વેલો લઇ બાર
પછી માલની શીવાર હઉ થાઓ તૈયાર-અહ્યા.
અહ્યા હાલોને ખટપટ કરીએ.
ગયા ચેડે પછી નવ ડરીએ.
કાંઈ લીધા વગર નવ ફરીએ—અહ્યા.

( ત્રણે બારવટીઆ ચાલ્યા જાય છે ને પડદો ઉપડે છે )

---

સ્થળ

ઉદયસિંહની કચેરી.

છડીદાર—આસ્તે ધાસ્તે નેક નામદાર નીધારખીયો મેહેરબાન.

( છડી પોકારનારની સાથે ઉદય અને ચંપક આવી બેસે છે અને કચેરી ભરાય છે. )

ઉદય—વાહાલા મિત્ર ચંપકરાય તમે મારા સુખ દુઃખના સાથી થયા છો અને માહારા પરમમિત્ર છો. તમે તમારા પીતાના પણ થયા નહિ અને ખરી વાત ઉપર ભરોસો રાખી. મારી પાછલ દુઃખમાં ભાગ લેવો ધારી માહારી ખોળ કરતાં મને મળ્યા છો અને મારા સુખ દુઃખના સાથી થયા છો અને મને રાજ્ય મળ્યું છે તેથી તમોને તમારા પીતાજીની માફક પ્રધાનગીરી મારે આપવી જ જોઈએ માટે હું આજથી તમને મારા પ્રધાન તરીકે રાખી જગા આપું છું.

મેઘા—( દુરથી ) હાય હાય સત્યા નાશ જવું રહું આને તો પ્રધાનગીરી મળી હવે કંઈ યુકતી રચી તેમને વીરોધ

પડાવું પણ કાંઇ નહિ જોઇએ છે.

**ચંપક**—વારૂ મિત્ર તેને માટે હું આપનો આભાર માનું છું. (સીપાઇઓ તરફ જોઇને ) માહારા શુરા સામંતો આજ કચેરીનું સ્થાપન કર્યું. હવે કોઇ બાબતમાં આળસુપણું રાખશો નહિં સર્વ કામની ચાલાકીથી ખબર રાખજો ને લઢાઇની કળા કમરત શીખી તૈયાર થજો. ( ઉદય તરફ જોઇને ભાઈ ઉદયસિંહ કચેરીના સ્થાપન સાથે બાળા ભાભીને તથા ગોરને બોલાવી આપની સાથે આ વખતેજ હાથ શોપાવવાનું કરીએ તો સારૂં છે. કારણ કે આજે શુભ મહુરત છે. વળી રક્ષાનું માદળીયું પણ આજેજ બંધાવશે તો પણ આજ શુભ મહુરત છે, સર્વ કાર્ય શુભ મહુરતે કરવાં તે સારાં છે વળી તે બાંધવાથી તેમા લખ્યા પ્રમાણે સર્વ કષ્ટો દુર થશે અને ભવીષમાં સારૂ થશે.

**ઉદય**—વારૂ મિત્ર બોલાવો તેમને.

**ચંપક**—સીપાઈ.

**સીપાઇ**—હાજર સાહેબ.

**ચંપક**—જાવ ગામમાંથી કોઇ બ્રાહ્મણને બોલાવી લાવો અને બાળા ભાભીને બોલાવી લાવો. જાવ જલદી આવો.

**સીપાઇ**—જી હજુર જલદી આવું. ( સીપાઇ જાય છે. )

**એભો**—( દુરથી ) હવે આ ચંપકીઆને શી યુકતી કરી દુર કરાવું આપણો તો કોઈ ભાવ પણ પુછતું નથી અને એને તો પ્રધાનગીરી મલી હવે એ પ્રધાનગીરી શી રીતે છીનાવી લઉં પણ કાંઇ નહિ જોઇ લો મારી ચાલાકી. પણ કાંઈ નહિ જોઇએ છે.

( બાળાવંતી આધુ ઓઢી આવે છે અને બ્રાહ્મણ પણ સાથેજ આવે છે. )

**બ્રાહ્મણ**—( ચંપકરાય પાસે જાણી જોઇને ) ( લાવ એક વખત

મને ગમત તો કરવા દે પછી ઘણું એ થશે. )
ભાઈ કોની તમારી સાથે આ બેનના લગ્ન કરવાં છે.

**ચંપક**—અરે મહારાજ કાંઈ સમજણુ છે કે એમને એમ બોલવામાં જ સમજ્યા છો? છાનામાના ઉભા રહો જેમ કહીએ તેમ કરો,

**બ્રાહ્મણ**—( ડોકું હલાવીને ) બહુ હારૂ બાઇશાબ, હું તો અજાણ્યો છું તેમાં એમ બોલાઇ જવાયું છે માફ કરજો.

( છોને બોલ્યા કરે આપણે તો મશકરી કરતા આવ્યા છીએ તે કરીશું, )

( ઉદયસિંહ સીંગાશન ઉપરથી નીચે આવે છે.

**ચંપક**—માહારાજ ઉદયસિંહ માહારાજનો હાથ મેળવી લગ્નની વીધિ કરો ?

**મેઘા**—( સ્વગત ) હાય હાય આ ચંપકીયાને જોઈ મારૂં કાળજુ ફાટી જાય છે. શું કરૂં પણ કાંઇ નહી જોઇએ છીયે.

**બ્રાહ્મણ**—બહુ સારૂં સાહેબ ( સ્વગત ) ભણ્યા છીયે તો નદી સુસુધી પણ પોગળીયુ નભે તેમ લાગે છે. ) લ્યો બેહેન ભાઈનો હાથ ઝાલો, આ ભાઈ તો રાજા છે.

**ચંપક**—કેમ મહારાજ આમ લવારી કર્યા કરો છો. શું મસ્કરી કરો છો, ને ભાઇ બેહેન કરાવો છો.

**બ્રાહ્મણ**—ના ભાઇ સાહેબ મને તો એમ બોલવાની ટેવ છે. એટલે બોલાઈ જવાય છે. ( સ્વગત ) છોને બુમ પાડે આપણે તો કયાં ગમત કર્યા શીવાય રહીયે તેવા છીએ. ) પ્રકાશ-( એમ કહી હાથ મીલાવે છે. ) શમે વરતે સાવધાંન, વર કન્યા સાવધાન, વરની માડી સાવધાન, કન્યાની માડી સાવધાન, લાવો ભાઇ દક્ષીણા પછી પુરો વેદ ભણી લગ્નની પુર્ણાવતી કરીયે.

**ચંપક**—અરે આપીયે છીએ, આટલા અધીરા શું થાવ છો. તમે તમારે ચલાવોને.

**બ્રાહ્મણ**—ચલાવું શું માહારૂ કપાળ, દક્ષીણા વીના વિધિ પુરી

થાય નહિ. આ ઠેકાણે દક્ષીણા બારે જોઇએ. રાજાજી સાહેબ છો, આપ તો જે આપસો તે થોડુ છે,

ચંપક—લ્યો લ્યો મહારાજ, ( એમ કહીને હાર આપે છે ]

બ્રાહ્મણ—હું હવે સમજ્યા તે ખરૂં, લાવો હવે કાર્ય આગળ ચાલશે, ( એમ કરી ) **भवनतुं, भवनतुं, भवनतुं.** થોડાં ફુલ લઇ તેમના બંનેના માથાપર રાખે છે. પધારો સાહેબ કાર્ય પુરૂં થઇ ગયું,

મેઘો—( સ્વગત ) હાય હાય આંને તો ફુલ મતા આપી દીધી હવે તો હાથથી બાજી જવા બેઠી. પણ કાંઈ વાંધો નહિ જોઇએ છે.

ચંપક—મહારાજ લ્યો આ માદલીયું તમારાજ હાથે તેમને બાંધો એટલે સર્વ કાર્ય કૃતે થાય. તમે તો ભોળા જણાઓ છો

બ્રાહ્મણ—મહારાજ ભોળો તો છું પણ..............જરા મને હસાવવાની ટેવ છે. તેથી ખોટું માનવું નહિં—માહારાજ એ તો જન્મની આદત છે.

( માદલીયું બાંધતી વખતે—**श्रमणाय नमः गुरुदेवताये नमः सारदाये नमः क्रष्णाये नमः कर्माये नमः भवनतुं, भवनतुं, भवनतुं.** એમ કહી માદલીયું ઉદયસિંહના હાથે બાંધે છે. ) લાવો માહારાજ અમારી માદલીયાની દક્ષણા.

ઉદય—( પોતાના ગળામાંથી બીજો હાર કાઢી આપે છે ) લ્યો માહારાજ કોઇ કોઇ વખતે પધારજો,

બ્રાહ્મણ—બહુ સારૂ અંન્નદાતાર કલ્યાણ થાઓ તમારૂં.

( કહી ત્યાંથી તરતજ વિદાય થાય છે )

છડીદાર—માહારાજ આ કોઇ ગુણકા અરજ કરવા આવી છે.

ઉદય—તેને પ્રવેશ કરાવો. ( ગુણકા આવે છે. )

શ્યામકળા—અંન્નદાતાર હું નાચ મજરો સારો કરી જાણું છું

મને આજ આપના ગાદીએ બેસવાની ખબર મળવા-
થી હુ આપની પાસે આવી છું.

ઉદય—ઠીક સ્યાંમકળા તને કઇ કઇ ચીજો આવડે છે.

ઉદય—અન્નદાતાર આપ કહો તેવી ગાઇ બતાવું આપ કહોતો
થઇ ગયેલી ચીજ કહુ અને આપ કહો તો મોઢેથી
જોડી કહું કાહો અન્નદાતાર આપનો શું હુકમ છે

ઉદય—મોઢેથી ચીજ જોડી નાચ કરતાં કરતાં કહો.

સ્યામ- ગાયન ૧૪ મું.

( નાચ ) મોરે પ્યારે સરદાર—એ રાહ

અન્નદાતા સરદાર (૨) આપણે શરણે હું આવી દાતાર.
સોળ વરસની સુંદરીહું જોબનપુર ઝલકાય
શું કરૂં શરમાઇ મરૂ છું (૨)એળે જનમ વહી જાય-મારોએળે
આ દાશીનો જનમ સુધારો, સુધારો, સુધારો, સરદાર-આપને
હું ગુણકા ગભરાઇ છું પણ અવર નહિ ઉપાય
છું ગુણકા પણ રહી ધર્મથી (૨) તારોને સરદાર—તારોને
આ દાશીનો જનમ સુધારો, સુધારો, સુધારો,સરદાર-આપને

ઉદય—ચંપકરાય, આશું કહે છે. તમને સમજણ પડી ! પુછો તે
શું માગે છે.

ચંપક—સ્યાંમકળા માહારાજ કહે છે તમારો માગણીનો ભાવારથ
શું છે તે ખુલ્લે ખુલ્લો સમજાવો અને તમારી મા-
ગણી શું છે તે કહો.

સ્યામ—મહારાજ ઘણી ખુશીથી પરંતુ આપ મને એક વચન આ-
પો તો પછી કહેવાને હરકત નથી,

ઉદય—( સ્વગત શું માગવાની છે તે દુઃખી સ્થીતીની છે માટે કાંઇ
ઇનામ તરીકે માગશે માટે વચન આપવામાં કાંઇ વાં-
ધો નથી, માટે ) સ્યાંમકળા જાવ મારૂં વચન છે,
હવે તે મરમ સમજાવો.

સ્યામ—માહારાજ માહારો ગુણકાનો અવતાર છે. પરંતુ હુ અહીં
એવા વીચારથી આવી છું કે, આપ આજ ગાદીએ

બેસનાર હતા. તેથી આપની પાસે આવી એવી માગણી કરવાનો હેતુ રાખીને આવી છું કે મારે ત્યાં હજારો માણસો આવી મારી સોબત કરે તેના કરતાં જો કદાચ હું આપની સાથે વરૂ તો સઘળી ખટપટ દુર થાય, માટે અન્નદાતાર આપના લગ્ન આપનું વચન પાળી મારી સાથે કરી આ દાસીની માગણી સ્વીકારો, કે જેથી આ દાશીનો જન્મારો સરળ થાય,

**ઉદય**—સ્યાંમકળા આ તમારી માગણી તદન ભુલ ભરેલી છે. પરંતુ હું એટલો તો તારી સાથે બંધાઉ છું કે તમને અહીં નોકર રાખી, પગાર બાંધી ગાવા વીગેરે સારૂ કબુલ કરૂં છું બોલો તમારી તેમ રહેવા ખુશી છે.

**સ્યામ**—અન્નદાતાર તેમ થાય તો પણ મારો જન્મારો બગડે જ

**ઉદય**—સ્યામકળા ફકત તમારે મારી આગળ નાચ અને મજરો કરવો. અને તે બદલ તમને દર મહીને સો રૂપીઆ પગાર આપીશ. અને તમારા સંસાર સુખ માટે માહારા અને ચંપકરાયના શીવાય તમને જે ધ્યાનમાં આવે તેની સાથે વરજો જાવ એટલી તમને છુટ આપું છું, જુઓ વીચાર કરી જુઓ ફાવે છે.

**સ્યામ**—( સ્વગત લાવને વળી આનાકાની કરીશ તો મુદ્દલ ચુકાસ અને જુતાં ખાઇ જવું પડશે તેના કરતાં આ માગણું કબુલ રાખી. તેમ કરીશી અને પછી આ મેધાલાલની સાથે પ્રીત બાંધીસ તે પણ રાજ્યના ખટપટીઆ અને હુંશીઆર માણસ છે માટે લાવ હાજ કહેવું એજ સારૂં છે ) વારૂ અંન્ન દાતાર આપનો જેવો હુકમ.

**મેધા**--બસ બાજી હાથ આવી છે. આ સ્યાંમકળા મારી સાથે વરવાને ખુશી છે બશ હવે તેને સમજાવી ફોસલાવી તેના જ હાથે સર્વ બાજી રચાવવી પછી જુઓ કેવા લાકડાં લડાવું છું અને પ્રધાનગીરી લઉં છું, પણ કાંઇ નહિ જોઇએ છે,



# અંક બીજો.

## સ્થળ.

### માતા અને મહાદેવનું દેવલ.

( બાળાવંતી અને સાહેલીયો આવે છે તથા બ્રાહ્મણ આવેછે

**બાળા**—૧ મારી વાહાલી સાહેલીઓ આજ આપણો ખુશાલી દીવસ છે તેથી ગાઇએ.

**૧ લી સખી**—હા સખી એ તો ખરૂં, પરંતુ તું તો જોગણ બની હતી અને પાછી સંસારમાં આવી?

**૨ જી સખી**—બેહેન સંસાર સુખનો લાહાવો કોને ખોટો લાગે અને જોગણ બનવું કોને સારૂ લાગે જોગણ બનવામાં ધુંણીઓ તાપવી પડે અને વગડા વેઠવા તેના કરતાં સંસાર સુખ ના ભોગવે તો શું કરે.

**૩ જી સખી**—સખીયો એતો ઠીક પણ તમે બાળાના પતીને દેખ્યા છે કે? તે તો રૂપવાન, હુંશીયાર, ચકોર ડાહ્યા, સુલક્ષણા, તેમજ અતિ સુશોભીત છે. તેમના વર્ણનની હું શી બીનાં કહું. જે બીના કહું તે થોડીજ છે.

**૪ થી સખી**—ત્યારે એ કયાં રૂપવાંન ઓછાં છે જુઓને એમની છેલ, છટા, ચાલાકી, ચટકો, લટકો મટકો, છટકો, બોલી, ચાલી, હુશીયારી. ડાહપણ, તેમજ છેલઈમાં તો કાંઇ મણાંજ નથી.

ઉદય—સ્યાંમકળા તેનો તે નાચ મને ફરીથી છટ્રાબંધ કરી બ-
તાવો મને તે નાચ ઉપર ઘણો શેખ છે.

સ્યાંમકળા—જેવી અન્નદાતારની આજ્ઞા.

મેધો—હાં ઠમકેથી ચલાવ.

[ સ્યાંમકળા એનો એ નાચ ફરીથી કરી બતાવેછે, )

પહેલો અંક સમાપ્ત.



**બાળા**—બેહેનો અહિંયાં તે આપણે દરશન પુજન કરવા આવ્યા છીએ કે ઠઠા મશ્કરી કરવા.

**૨ જી સખી**—તે એ ખરૂં ને જોડે તે ખરૂં.

**બાળા**—ત્યારે શું તમારે મને પાછી જોગણુ બનાવવા વિચાર છે જો તેમ વિચાર હોય તો તેમ કરૂં.

**૩ જી સખી**—ના બેહેન અમે કાંઈ તને જોગણુ બનાવવાનું નથી કહેતા પણુ આ તો તને સેહેજ પુછીએ છીએ કે જોગમાંથી સંસારમાં કેમ આવી ગઇ તે ખાસ પુછવાના સબબથી જ કહીએ છીએ.

**બાળા**—બેહેનો ત્યારે શું તમે મને આસ્તેથી પુછ્યું હોત તો શું હું જવાબ ના આપત ?

**વાહાલો-બ્રાહ્મણુ**—અરે તમે તે કાંઇ માણુસ છો કે જાનવરની ગણુત્રીમાં ગણુાઓ છો ?

**૧ લી સખી**—બેહેન બાળા આ માહારાજ કોણુ છે ? તે કેમ વચમાં બોલે છે,

**બાળા**—( બ્રાહ્મણુને ઓળખીને ) બેહેન તે મહારાજ તો ઘણુા રમુજી છે તેમને તો બોલવા હસવાની ટેવ છે તેમના બોલવા સામું કાંઇ જોશો નહિં એ તો તેમની જન્મની આદત છે. બેહેનો જુઓ તમે પુછો છો તો કહું છું કે માહારે સંસારમાં આવવાનું કારણુ માહારી નીમેલી મુદત અંદર ભગવાંને માહારા પીતાના કરી ગએલા છુપા કાર્યનો ભેદ જાણુનાર પતિ મને મળી આવ્યા તેથી સંસારમાં પાછી આવી પરંતુ બેહેનો હું કાંઈ જોગણુ બની નહોતી. ત્યારે કહો બહેનો હું તે જોગણુમાંથી સંસારમાં આવીછું કે પેહેલેથીજ જોગણુ બન્યા વિનાની છું.

**૪ થા સખી**—બેહેન તેં આ ખુલ્લે ખુલ્લું કહ્યું હોત તો અમારે કહેવાનું શું કારણુ હતું બેહેનો હવે એ બધુ જવા દો. અને પ્રજાનો ગરબો ગાવા ચાલો.

બ્રાહ્મણ—હા ચાલો પુજા કરાવું પછી ગરબો ગાવ.
( એમ કરી માહાદેવ અને માતાના દેવળમાં જઇ પુજા
કર્યા પછી ગરબો ગાય છે )

ગાયન ૧૫ મું.

ચોકને આંગણે ચાંદનીરે—એ રાહ.

બાળાવતિ અને સખીઓ ( ગરબો )

સુખી વસો સંસારમાંરે બેહેનો ગાઓ સંગાથ સાથરે
આવો સાહેલી ગાઓ સાથમાં
નિતિ રાખીને સઉ ચાલજોરે બેહેનો સેવો ભરથાર વાહા-
લરે રાખો સાહેલી પ્રિતિ પ્રેમમાં
કાયા કોરીને કરો કાજરે રહેજો પતિના નિબંધમાં
શ્વામી શરીરે સાંભળા, બેહેંરાને છે ધોક
અભણને ઉદ્દાશ છે, શું કરૂં હું શોક
એવા પતિને બેહેન સાચવો, પ્રભુ સમાંન બેહેન માનજોજીરે
અભણ છે પણ પતિ તમારો તોપણ પ્રીતમ સાથ હસીરમોજીરે
શ્વાંમીની મરજી રાખો શિખામણ
એ જો કરો તો પ્રભુ જાળવેએ જોડ જાણ
હું છું જોબન પુરની શ્વામી ધોળા કેશ
શું કરૂં શરમાઉં છું. ભવ બાળ્યો તમેશ
મારા પિતાએ મને કુવામાં નાંખી કેમ કરિ ભવ કાઢવોજીરે
શું કરૂં સૈયર હવે જોબનના વેશમાં
ભરપુર જોબન ભડકેથી જાય છે કયાં જઇ જન્મારો મારે
કાઢવો જીરે શું કરૂં
સખીયો સરવે શાચવો મળીયો જે ભરથાર
આવી કરમે જે મળ્યો તે તનનો આધાર
મારી વાહાલી સાહેલીયો સમજો આજ—ભાગ્યમાં
ભાગ્યના લેખ સખી જાણજોને રહેજો પતીની
સંગાથેજીરે—માટે જાણો.
ભાગ્યમાં હોય તે મળે છે માટ જાણોરે તમે માટે જાણો

ઉદય—સ્યાંમકળા તેનો તે નાચ મને ફરીથી છટાબંધ કરી બતાવો મને તે નાચ ઉપર ઘણો શોખ છે.

શ્યાંમકળા—જેવી અન્નદાતારની આજ્ઞા.

મેઘો—હાં ઠમકેથી બલાવ.

( સ્યાંમકળા એનો એ નાચ ફરીથી કરી બતાવે છે, )

પહેલો અંક સમાપ્ત.





## અંક બીજો.

---

### સ્થળ.

**માતા અને મહાદેવનું દેવલ.**

( બાળાવંતી અને સાહેલીયો આવે છે તથા બ્રાહ્મણ આવેછે )

**બાળા**—૧ મારી વાહાલી સાહેલીઓ આજ આપણો ખુશાલીનો દીવસ છે તેથી આપણે પુજન કરી ગાઇએ.

**૧ લી સખી**—હા સખી એ તો ખરૂ, પરંતુ તું તો જોગણ બની હતી અને પાછી સંસારમાં આવી ?

**૨ જી સખી**—બેહેન સંસાર સુખનો લાહાવો કોને ખોટા લાગે અને જોગણ બનવું કોને સારૂ લાગે જોગણ બનવામાં તો ધુંણીઓ તાપવા પડે અને વગડા વેઠવા તેના કરતાં સંસાર સુખ ના ભોગવે તો શું કરે.

**૩ જી સખી**—સખીયો એતો ઠીક પણ તમે બાળાના પતીને દેખ્યા છે કે ! તે તો રૂપવાન, હુંશીઆર, ચકોર ડાહ્યા, સુલક્ષણા, તેમજ અતિ સુશોભીત છે. તેમના વર્ણનની હું શી બીનાં કહું. જે બીના કહું તે થોડીજ છે.

**૪ થી સખી**—ત્યારે એ ક્યાં રૂપવાંન ઓછાં છે જુઓને એમની છેલ, છટા, ચાલાકી, ચટકો, લટકો મટકો, છટકો, બોલી, ચાલી, હુશીયારી, ડાહપણ, તેમજ છેલાઇમાં તો કાંઇ મણાંજ નથી.

**બાળા**—બેહેનો અહિંયાં તે આપણે દરશન પુજન કરવા આવ્યા છીએ કે ઠઠા મશકરી કરવા.

**૨ જી સખી**—તે એ ખરૂં ને જોડે તેએ ખરૂં.

**બાળા**—ત્યારે શું તમારે મને પાછી જોગણુ બનાવવા વિચાર છે જો તેમ વિચાર હોય તો તેમ કરૂં.

**૩ જી સખી**—ના બેહેન અમે કાંઈ તને જોગણુ બનાવાનું નથી કહેતા પણ આ તો તને સેહેજ પુછીએ છીએ કે જોગીમાંથી સંસારમાં કેમ આવી ગઇ તે ખાસ જાણુ વાના સબબથી જ કહીએ છીએ.

**બાળા**—બેહેનો ત્યારે શું તમે મને આસ્તેથી પુછયું હોત તો શું હું જવાબ આપત ?

**વાહાલો-બ્રાહ્મણુ**—અરે તમે તે કાંઈ માણુસ છો કે જાનવરની ગણુત્રીમાં ગણુાઓ છો ?

**૧ લી સખી**—બેહેન બાળા આ માહારાજ કોણુ છે ? તે કેમ વચમાં બોલે છે.

**બાળા**—( બ્રાહ્મણુને ઓળખીને ) બેહેન તે મહારાજ તો ઘણુા રમુજી છે તેમને તો બોલવા હસવાની ટેવ છે તેમના બોલવા સામું કાંઇ જોશો નહિં એ તો તેમની જન્મની આદત છે. બેહેનો જુઓ તમે પુછો છો તો કહું છું કે માહારે સંસારમાં આવવાનું કારણુ માહારી નીમેલી મુદત અંદર ભગવાને માહરા પીતાના કરી ગએલા છુપા કાર્યનો ભેદ જાણુનાર પતિ મને મળી આવ્યા તેથી સંસારમાં પાછી આવી પરંતુ બેહેનો હું કાંઇ જોગણુ બની નહોતી. ત્યારે કહો બહેનો હું તે જોગણુમાંથી સંસારમાં આવીછું કે પેહેલેથીજ જોગણુ બન્યા વિનાની છું.

**૪ થા સખી**—બેહેન તેં આમ ખુલ્લે ખુલ્લું કહ્યું હોત તો અમારે કહેવાનું શું કારણુ હતું બેહેનો હવે એ બધુ જવા દો. અને પુજા કરી ગરબો ગાવા ચાલો.

બ્રાહ્મણ--હા ચાલો પુજા કરાવું પછી ગરબો ગાવ.
( એમ કહી માહાદેવ અને માતાના દેવળમાં જઇ પુજા કર્યા પછી ગરબો ગાય છે )

ગાયન ૧૫ મું.

ચોકને આંગણે ચાંદનીરે—એ રાહ.

બાળાવતિ અને સખીઓ—( ગરબો.
સુખી વસો સંસારમાંરે બેહેનો ગાઓ સંગાથ સાથરે
આવો સાહેલી ગાઓ સાથમાં—
નિતિ રાખીને સઉ ચાલજોરે બેહેનો સેવો ભરથાર વાહા-
લરે રાખો સાહેલી પ્રિતિ પ્રેમમાં—
કાયા કોરીને કરો કાજરે રહેજો પતિના નિબંધમાં

સ્વામી શરીરે સાંમળા, બેહેરાને છે ધોક.
અભણને ઉદાશ છે, શું કરૂં હું શોક.

એવા પતિને બેહેન સાચવો, પ્રભુ સમાન બેહેન માનજોજીરે.
અભણછે પણ પતિતમારો, તોપણ પ્રિતમ સાથે હસીરમોરેજી
સ્વાંમીની મરજી રાખો શિખામણ
એ જો કરો તો પ્રભુ જાળવેએ જોડું જાણ

હું છું જોબન પુરની સ્વામી ધોળે કેશ
શું કરૂં શરમાઉં છું, ભવ બાળ્યો હંમેશ

મારા પિતાએ મને કુવામાં નાંખી કેમ કરિ ભવ કાઢવોજીરે
શું કરૂં સૈયર હવે જોબનના વેશમાં
ભરપુર જોબન ભડકેથી જાય છે કયાં જઇ જન્મારો મારે
કાઢવો જીરે— શું કરૂં—

સખીયો સરવે શાચવો મળીયો જે ભરથાર
આવી કરમે જે મળ્યો તે તનનો આધાર

ભાગ્યમાં હોય તે મળે છે માટે જાણોરે તમે માટે જાણો
મારી વાહાલી સાહેલીયો સમજો આજ—ભાગ્યમાં
ભાગ્યના લેખ સખી જાણજોને રહેજો પતીની
સંગાથેજીરે—માટે જાણો.

**૧ લી સખી**—બ્હેન તાહારી શીખામણ માથા ઉપર ચઢાવીએ છીએ પરંતુ બેહેન તે તો કાંઇ સમજતા નથી અને કાંઈ ઇ દુનીયાદારીની વાત તો જાણતાજ નથી, બહેન માહારાં કર્મમાં કોણ જાણે શું એ લખ્યું છે ને કોણ જાણે શુંએ થવા બેઠું છે.

**બાળા**—બેહેન પરમેશ્વરે જે પતી આપણને મેળવ્યો તેને કંચન સમાન માની લેવો, એ આપણો સ્ત્રીઓનો ધર્મ છે. બાકી બેહેન જો નશીબની વાત પુછવી હોય તો આ વાહાલા માહારાજને પુછો તે ઘણા હુંશીઆર છે તે નશીબની વાત સારી જાણે છે.

**૧ લી સખી**—વારૂ બેહેન પુછી જોઉં ( એમ કહી બ્રાહ્મણને કહે છે ) વાહાલા

**વાહાલો**—કેમ કંઇ કાળજુ ઠેકાણે રાખીને આવ્યા છો કે કોરાણે મુકીને કેમ આંમ બોલો છો.

**૧ લી સખી**—કેમ વાહાલા,

**વાહાલો**—આ કેમ વાહાલા તે એમ વાહાલા, વાહાલા વાહાલા કેમ કર્યા કરો છો, કેમ તમારા પીતા ગમતા નથા તેમા

**૧ લી સખી**—ત્યારે શું વાહાલો ના કહુ, ત્યારે શું કહું, તમારૂં જે નામ હોય તે નામ દઇ બોલાવું કે કાંઇ બીજું નામ કહું.

**વાહાલો**—વાહાલા તો તમારા પતીને કહેવાય. શું હું તમારો પતી છું, તે મને વાહાલા કહો છો એવું નામ છે તો માહારાજ કહી બોલાવો. ( સ્વગત રાંડોને ઠીક બનાવી છે એ તો એમજ પાંશરીઓ થાય, માટે હજી વધારે બનાવવા દે. )

**૨ જી સખી**—સખી બાળાવંતી જોયુ જોયા આ મહારાજ બીચારા બળતી તો છે ને વળી ઉપરથી વધારે બાળે છે. જોયું આ કેવા વિચીત્ર છે.

**વાહાલો**—જાવ તમને ગમતું નથી તો લ્યો આ ચાલ્યા.

( એમ કહી થોડે દુર જાય છે એટલે એક સખી પાછા વાળી લાવે છે. )

**બાળા**—બેહેનો આ તો માહારાજને ગમ્મત કરવાની એક ટેવ પડી ગઇ છે, એટલે બોલ્યા કરે છે. એનુ કાંઇ દુઃખ લગાડવું નહિ પરંતુ માહારાજ સર્વે હુશીઆર છે.

**૨ જી સખી**—માહારાજ એ બધી વાત જવા દો અને અમારા હાથ જુઓ તો તમને દક્ષણા આપીશું.

**વાહાલો**—લાવો હાથ ( કહે છે એટલે રાજી રાજી થતી માહારાજના હાથમાં હાથ આપે છે. ) જુઓ ત્યારે તમને ખરેખરૂં કહું કે-ત્યારે તમે ભણેલાં તો છોજ અને વળી હુંશીઆર છો અને તમારો ઠસ્સો તો ઠીક છે ઠસ્સો.

**૩ જી સખી**—સખી આ તો મશ્કરી ખોરા છે. બા આપડે તો હાથ નથી બતાવવો.

( એમ કહી હાથ લઈ લે છે. )

**બાળા**—જાઓ ત્યારે હું બતાવું છું. ભાઈ વાહાલા મારો હાથ જો જોએ.

( એમ કહી બ્રાહ્મણને બાળા હાથ આપે છે.)

**વાહાલો**—બેહેન તમારે તો બધુંએ સુખ છે. તમને તો માહારાથી ના કહેવાય. તમે તો માહારા બેહેન છો એ—

**૧ લી સખી**—જોયું બેહેરો, મારો રોયો આપણીજ મશકરીયો કરતો હતો, જો બાળાને કાંઇ કીધુ જુઓ સખીઓ આ વખતે કેવો ડાહયો થઇ ગયો છે.

**૪ થી સખી**—હા કહો કે ના કહો પણ માહારાજ છે તો રમુજીજ બાળા બેહેન કહેતાં હતાં તે બરાબર છે માટે બહેનો સઉ એને કાંઇ ઇનામ આપો.

( એમ કહી સઉ સખીઓ માહારાજના હાથમાં એક એક રૂપીઓ આપે છે અને બાળા પાંચ રૂપીઆ આપે છે. )

( બાદ બાળા અને મહારાજ શિવાય સઘળી સખીયો જાયછે )

( ઉદય આવે છે. )

**ઉદય**—બાળા હજુ તમે અહીંજ છો કે !

**બાળા**—હા પ્રાણનાથ કહો શું હુકમ છે.

**ઉદય**—હુકમ તો કાંઇજ નહિં પરંતુ પ્રીયા ઘણો વખત થયો હજી અહિંજ છો હું તો ( ચીઠી કાઢીને ) આ ચીઠી મહારા પીતાજીને ત્યાં મોકલવાની વકીમાં છુ માટે હું જાઉં પ્રીયા તું સત્વર આવજે.

**બાળા**—પ્રાણનાથ એ ચીઠી આ મહારાજની સાથે મોકલો. તે સીપાઇ સાથે પહોંચડાવી દેશે માટે પ્રાણનાથ મોકલાવી દોતો ઘણું સારૂં પરંતુ પ્રાણનાથ તેમાં શું લખ્યું છે.

**ઉદય**—હકીકત તો માત્ર પૈસા અને કર્મના સંવાદનીજ છે, પરંતુ તે મોકલવાનું કારણ તો માત્ર એજ છે કે માહારા પીતાજી પાસે કર્મ ખરૂં છે એ નક્કી કરાવવું નહિ તો લઢાઇનું કબુલ કરાવવું.

**બાળા**—પ્રાણનાથ, એ આપનું કહેવું સત્ય છે. પરંતુ પીતાજીના સામું થઇ લઢાઈ માગવી તે આપને અઘટીત છે, પરંતુ પ્રાણનાથ જેવી આપની મરજી.

**ઉદય**—બાળા આપણે કયાં તેમને બાંધી મારવા છે પણ મારે તે ફકત તેમની પૈસાની ખોટી જક કઢાવી નાખવી, કર્મને કબુલ કરાવવું છે. માટે તેમ કર્યાથી ઠીક થશે.

**બાળા**—ત્યારે પ્રાણનાથ જેવી આપની મરજી, ચીઠી મોકલાવો ત્યારે બ્રાહ્મણ સાથે તે જઈ સીપાઇ સાથે પોચડાવી દેશે

( એમ કહી બ્રાહ્મણને બોલાવી ચીઠા આપેલી છે અને સીપાઈ સાથે મોકલાવવા કહે છે )

**ઉદય**—વારૂ તેમ કરૂં છું.

માહારાજ લ્યો આ ચીઠી લઇ સીપાઇને આપજો અને એ. કદમ તાકીદથી લખેલે ઠેકાણે પોચડાવવા કહેજો.

**બ્રાહ્મણ**—બહુ સારૂ માહારાજ ( આડુ જોઇને જતાં જતાં ) ઠીક

ઠીક હવે કરો મઝા અમે તો આ ચાલ્યા.
( એમ કહી જાય છે )

**ઉદય અને બાળા—** ગાયન ૧૬ મું,

**પ્યારી વાતો સુણાવો મધુપ્યારની-એ રાહ**
**વાહાલા પ્રીતી બાંધી છે સંસારની,**
**નવ આવે ખામી ગીરધારની—**
**ધન્ય વાહાલા તમારી પ્રીત કામની;**
**કયમ ભુલુ રસીલા ભરથારની—**
**પ્રભુએ તાર્યો, બોલને પાળ્યો.—**
**જોડું મેળવ્યું પ્રભુ પ્યારથી—**
**વાહાલા પ્રીતી હતી ભગવાનની**
**વેશ કાઢયો જોગીના ભાવની—**
**શેવા ચુકું નાંહ ગીરધારની—**
**કેમ નભે હજુર દાતારની—**

---

## સ્થળ

### રસ્તો.

( મેઘાનું અને ગુણકાનું આવવું, અને સામાસામી અથડાવવું )

**મેઘા**—કેમ અલી કાંઇ તારા બાપનું છે તે ધકો માર્યો કેમ રાજની માનતી થઇ છે તેમાં.

**ગુણકા**—( આડુ જોઇને ) ( જો મારો રોગો મરડાય છે પોતેને વાંક કાઢે મારો ને વળી ઉપરથી ગાળો દે છે. ) અલ્યા હજામડા તાહારી વતાવવાની ટેવ છે તે મહારે ભુલાવવી પડશે. વળી તને વતાં કરવાની ટેવ છે તે મારે ઓછાં કરવાં પડશે. તું ચમકયો છે કેમ !

**મેઘા**—ના કેમ ચમકું તમારાં જેવા શાંમકુંવર મળ્યાં એટલે પછી બાકી શી. તમે મળ્યાં એટલે મહારે હવે તો રોજ ચમકવાનુંજ રહ્યું તમે જાતેજ ચમકાવો તેવાંજ છો ને વળી મને શું કહો છો. તમને જોઇને તો મને કંઇક

કંઇક થઇ જાય છે આહા. હા. હા હા.

( એમ કહી હસી જાય છે )

**ગુણુકા**—( આડુ જોઇને ) ( જો મારો રોગો મશકરીયો કરવામાં-તો કાંઇ શરમાતોજ નથી ) જુઓ મેઘાજી આજ તો બોલ્યા તો બોલ્યા પણ જો હવે કોઈ દીવસ બોલશો તો જોયાજેવું થશે.

**મેઘા**—મેં શું તમને એવું ભારે કહુ છે કે તે આટલાં બધાં આકળાં થાઓ છો ત્યારે લ્યો કહો તો એમ કહુ કે તમે તો ગોટા છો ખરાબ છો કાંઇ ગમતાં નથી કાંઈ ચાલાક નથી કાંઇ ચતુર નથી કાંઇ ડાહયાં નથી અને વળી ઘાટમાં તો મુદ્દલ બેડોળ છો કહો તો તમને રોજ એમ કહી બોલાવું બોલો મને જવાબ દઇ દો.

**ગુણુકા**—મેઘાજી તમે તો મને આમે બનાવો છો ને આંમે બનાવોછો ને વળી ન્યારાને ન્યારા રહો છો મેઘાજી તમારી કળા તો બહુ મોટી છે હું કાંઇથી બનુ તેવી નહોતી પણ તમેજ મને બનાવી.

( એમ કહી પોતાના મનમાં વીચાર ધારે છે આખા રાજમાં જોઇએ તેવો પુરૂષ તોફક્ત આજ છે માટે લાવ પ્રિતી બાંધીએ )

ત્યારે મેઘાજી હું કહું તેમ કરશો ?

**મેઘા**—હા કહો ઘણી ખુશીથી કહો શું છે.

**ગુણુકા**—જુઓ તમે પણ ઉદયસીંહ મહારાજને ત્યાં નોકર રહ્યા-છોને હું પણ તેમને ત્યાંજ નોકર રહીશું તો આપણે બંને લગ્ન કરીએ તો કેમ !

**મેઘા**—( સ્વગત આ ઠીક તાકડો આવ્યો છે આપણે તો તેને કહેવાની જરૂરજ પડી નહિ ને ઉલટી તે મને કહે છે માટે એક વખતતો માંનમાંજ જવાદે. ) જો પાછું માહારે કહેવું પડે છે તમને ગુણકાને હું પરણું એટલે માહારી આબરૂના જાય ? ના મારાથી તો એ નહિ બને.

**ગુણુકા**—જુઓ પેહેલા તો ઠઠ્ઠામશકરી કરતા હતા અને હવે તો છટકી જાવ છો.

મેઘો—( સ્વગત આ કામ કરે તેવી તો લાગે છે માટે તેને સમજાવી વીંટી બદલવાનું નક્કી કરવા દે. પછી પેલા બારવટીઆ પાસે બાળાને ઉપડાવું ને લહાવું લાકડાં પણ કાંઇ નહિ, જોઇએછીએ. ) સ્યાંમ તું કહે છે તે હું કબુલ કરૂં પરંતુ તે કબુલ કરતાં અગાઉ એક માહારૂં કામ બજાવે તો.

ગુણકા—કોહો શું છે લ્યો આ વચન.

મેઘો—જોજો ત્યારે આ વાત બીજે જાય નહિ, નહિતો બારવાગી જશે. પણ કાંઈ નહિ જોઇએ છીએ.

ગુણકા—અરે તમે શું કાંમ ગભરાવોછો. કોહો શું છે વચન આપ્યું છે છતાં કેમ ડરોછો કહેતા હોતો હાલ આપ કહો તેનું ખુંન કરી નાખું.

મેઘો—હેં તું એટલી બધી હુશીઆર છે તો તે પેલા ચપકીઆની અને બાળાની વીંટીઓ અદલબદલ કરી આવ.

ગુણકા—એમાં તે તમે મને શું ભારે કામ બતાવ્યું આ ચંપકીઓતો રાજાના બાગમાં અત્યારે સુતો છે ત્યાંથી એની વીંટી કાઢી લઉછું અને પછી બાળા પાસે જાઉછું અને ઇનામનું નામ દઇ વીંટી લઉ છું અને પછી ઓછું ઈનામ છે એમ કરી વીંટી બદલી પાછી આપી દઉં છું એમાં તે શું ભારે કામ છે ને પછી તમને તરત ખબર આપુ છું.

મેઘો—સાબાશ છે સાબાશ છે મારી વાહાલી પ્રીયાને પ્રીયા લે આ વચન આજથી હું તારોજ છું.

ગુણકા—પ્રાણનાથ ત્યારે આજથી હું પણ આપનીજ છું.

મેઘો—ત્યારે તું આ કામ કરી લાવ અને પછી જો આ મેઘાજીના બાહાર પછી પ્રધાનગીરી તો આ ફાંકડાનેજ મળવાની અને વળી તેના કરતાં રાજ લેવાની પણ યુક્તિ રચું છું, ગમે તેમ થાય પણ આ ફાંકડાને તો રાજ્ય મળવાનું મળવાનું ને મળવાનુંજ પ્રીયા તને હું જરૂર રાણી બનાવીશ પણ કાંઇ નહિ જોઇએછે.

ગુણુકા—કેમ કાંઇ નહી રાજ્ય મલ્યા પછી ખસેડી મુકવી છે કે શુ જો તેમ કરવું હોય તો પેહેલેથીજ ના કહેજો એટલે વાંધો નહિ.

મેઘો—અરે જા ગાંડી જા મેઘાજીના બોલમાં તે વાંધો આવે.

ગુણુકા—ત્યારે ખરા હોતો લાવો કોલ કે જરૂર રાણી કરીશ.

મેઘો—હા, હા, હા, લે જરૂર રાણી કરીશ લે કોલ.

( એમ કહી કોલ આપે છે. )

ગુણુકા અને મેઘો— ગાયન ૧૭ મું.

મને આવી મળો તમે રોજ વ્હાલા પ્રેમની ખાતર રહું હજુર—વ્હાલા
રે પ્રીતમ રહુંછુ આવી શરણુ અરે ઠગારા પ્યારા નાથતા—વ્હાલા
પ્હેલાં ઠઠા કરી મને બહુ બનાવી, વ્હાલા ચાતુર ચતુરી ચલાવતાં
તે વચન દબાવી નયન નમાવી પ્રેમની ખાતરના જતાં.
મને સાંન સીખાવી ભાંન ભુલાવી મુકી મુજને ના જતાં.
પ્યારી એક ચુમ્બી આપ વ્હાલી પ્યારી પ્રેમ નીશાંની. આપતા.
તુજ વિણુ વ્હાલા સર્વ જુઠું અવર હું કાંઇ નવ કરૂં.
કરો પ્રેમની ચુમ્બી હાલ વ્હાલા પ્રીતથી મનમાં ઠરૂ.

( એમ કહે છે એટલે મેઘો ચુમ્બી લે છે. )

ગુણુકા—પ્રાણુનાથ હું તે કામ કરવાને જાઉ છું અને કામ કરી આપને તુરત ખબર આપું આપું છું.

મેઘો—જાવ ત્યારે એકદમ કરો, અને મને ખબર આપો.

( એટલું કહી બંને જાય છે પડદો ઉપડે છે. )

## સ્થળ

### ઉદય સિહનો બંગલો.

( બાળા કોચપર બેઠી છે અને શાંમકળા આવેછે.

ગુણકા—( સ્વગત ) ચંદ્રકની વીંટી તો કાઢી લાવી. હવે આની વીંટી કાંઈ યુકતી કરી લઉં. બાળા બેહેન આપના લગ્નની ખુશાલીમાં આ દાશી ને તો કંઈ પણ ઇનામ નહિંજ કે ?

બાળા—સ્યામ રાત્રીના વખતે તને શું આપું.

ગુણકા—કાંઇ જુજ રકમ હશે તો પણ ચાલશે આપણને તો આપના હાથે સોનાની વીટી છે. તે આપશો તો પણ અપણે તો રાજીજ છીએ પણ આપની આ દાશીપર મેહેરબાની જોઇએ.

બાળા—લે તું વીંટીથી રાજી થાય છે તો લે.

ગુણકા—( વીંટી હાથમાં લઇને જોઈને બદલીને ) આશ આશ, બાઈ સાહેબ, આ વીંટી તો ઘણીજ હલકી છે મને તો મારૂં મન માનતું નથી. આપને ઇનામ આપવું હોયતો ભારે આપો, આ તો જુજ કીંમતની છે તેમાં મારૂં શું વળે ના બા લ્યો તમારી વીંટી ( એમ કહી વીંટી બદલીને ચપકવાળી વીંટી આપે છે અને બાળા જોયા વિના હાથમાં ઘાલી લે છે. )

બાળા—સ્યાંમ જો હુ તને કહેતીજ હતી કે હલકુ ઈનામ છે તે તને નહિ પ્રસંન્ન આવે. માટે આવતી કાલે આવજે તને ભારે ઇનામ આપીશ. ને તારૂ મન માનશે તેમ કરીશ,

ગુણકા—( સ્વગત રાંડ જોઇ લે હવે તારૂ કરમ ફુટી ગયુ ને હવે મેવાજીના પટરાંણીજી આ સ્વાંમ કુંવર થવાના હવે બેડો પાર ) લ્યો બાઈ સાહેબ ત્યારે હું જઇશ. સવારે વેહલી આવીશ.

બાળા—વારૂ જરૂર આવજે.

**ગુણકા**—બસ મારા વાહાલા મેથાજીને તાકીદે મોકલું અત્યારે ઉપાડી જવાની તક સારી છે વળી ચંપકાયો પણ ત્યાંનો ત્યાં બાગમાં સુતો હશે. માટે તાકીદે જઇ તેના હાથે આ વીંટી ઘાલી દઉં અને મેથાજીને તાબડતોબ મોકલુ એટલે કામ થઇ જાય પાર.

( એમ કહી જાય છે ઉદય અંદરથી આવે છે )

**ઉદય**—કેમ પ્રીયા તમારા ધારવા પ્રમાણે કાર્ય પુર્ણ થયું ને.

**બાળા**—હા પ્રાણનાથ આપે આજે મને જીવતદાન આપ્યું છે.

**ઉદય**—બાળા, હું કદાચ આ કાર્ય કરવા નહિ જતાં બાજે ચઢી ગયો હોત તો ?

**બાળા**—તો માહારા વહાલાના નામની માળા બાવાની ધુંણીમાં બેશી હરદમ જપેત. પરંતુ એ આપને આ ખબર આપી નહોત અને હું તમોને ન મળી હોત તો ?

**ઉદય**—તો માહારા નશીબમાં હોતતો હજારો પ્રકારથી મળેત. પણ વારૂ બાઇ એતો ઠીક પરંતુ એમ સમજ કે હું કદાચ કોઇ લડાઇમાં પાછો પડ્યો અને રાજ્ય જતુ રેહે અને કદાચ વગડા વેહવા પડે તો ?

**બાળા**—તો માહારા વાહાલાને માહારાથી બનતી મહેનતે જેટલું બને તેટલુ સુખ આપી જાતે દુઃખ વેહી હરદમ સેવા બજાવું અને લડાઇમાં કદાચ પાછા વળવાની વખત આવે તો માહારા ક્ષત્રાણીના ટેકથી હાથમાં સહસ્ત્ર લઇ ઝટ કેશરીઆ કરવા નીકળી પડું.

**ઉદય**—ધન્ય છે બાળા સાબાશ છે તારી ચાતુરીને.

( એટલું કહે છે એટલામાં એક બાજુથી બ્રાહ્મણ અને બીજી બાજુથી મેથો બારવટીઆઓને લઇ આવે છે. ) મેથો અને બારવટોઆ બાજુપર ઉભા રહી તમાસો જોયા કરે છે. )

**બ્રાહ્મણ**—માહારાજ આપની ગાદી અમર રહો.

( એમ કહી ઉભો રહે છે. )

**બાળા**—પ્રાણનાથ આપે આ મહારાજને ઓળખ્યા કે ? માહા-

રાજ ઘણા રમુજી છે જો કદાચ ઉદાશમાં બેઠાં હઇએ તો માહારાજ આપણી ઉદાશી દુર કરી નાખે એવા છે.

ઉદય—ત્યારે માહારાજ આજ કાંઇ રમુજ કરી ગમત કરો. તમને ઇનામ આપીશું.

બ્રાહ્મણ—અન્નદાતાર ગમત કરતાં કદાચ કાંઇ બોલાઇ જવાયને મારા ઉપર ગુસ્સે થઇ જાવ ત્યારે—

મેઘો—( દુરથી સ્વગત ) અલ્યા આતો ગમતમાં પડયા વળી આ માહારાજ ક્યાંથી આવ્યો, નહિ તો સુવા જવાનો વખત થયો છે એટલે તરત સુવા જતાં.

વેહુળ—તમે તમારે જોયા કરો, થાય છે ઉતાવળ કરવી મુકી દો અને છાનામાંના ઉભા રહો ને તમાસો જોયા કરો- હમડે હાલ ઉઠાવીએ છીએ. જુઓ તો ખરા.

ઉદય—માહારાજ ગમે તેમ બોલશો તોપણ મને ખોટું નહિ લાગે પરંતુ તમેતેમ કરી અત્યારે રમુજ કરી બતાવો.

બ્રાહ્મણ—( સ્વગત ) લાવને મારે નોકરીમાં પણ રહેવું છે. ને ઇનામ પણ લેવું છે માટે આ તોપ મારવી ઠીક પડશે) હાં અન્નદાતાર આપનો હાથ મારા હાથમાં આપો ! હું આપનો હાથ જોઉ ( એટલુ કહેછે એટલે ઉદય પોતાનો હાથ તેના હાથમાં આપે છે. ) ( માહારાજ હાથ લઇને ) તોપ મારીએ ત્યારે શું કામ થોડી મા- રીએ. ) અંન્નદાતાર આપના ભાગ્યની રેખાની શી વાત કહુ આપ આપના પીતા સુધાંત તેમજ વળી મુસલમાનો રાજા સુદ્ધાતને જીતી યશ મેળવશો. અને સર્વ રાજા આપના તાબામાં રહેશે અને બીજુ.

ઉદય—માહારાજ કેમ કહેતાં કહેતાં અચકી ગયા બોલો શું છે. કેમ ડરો છો. બોલો—

બ્રાહ્મણ—( સ્વગત. શું છે. આપણુને બોલવાની તો છુટ આપી છે, ત્યારે લાવને મારીએ એક મોટી તોપ કે ચટ નો- કરી મળે. ) અંન્નદાતાર જુઓ ત્યાર. બીજું તો એમ આવે છે કે, બાળા બહેનને કોઈ લુચ્ચાઓ ઉપાડી જશે અને તેમને દુઃખ દેશે.

મેધા—( સ્વગત. હાય હાય આ બામણો તો ઉપવિદ્યા જાણતો લાગે છે. જો એણે તો તેમને લઈ ગયા પેહેલું કહી દીધું અને વળી જો અહિ તે દેખશે અને તેની વિ-દ્યામાં અહિ ઉંમાછે એમ આવશે તો બાર વાગી જશે.

બધા બારવટીઆ—અરે એહોને મારા બાઇ જુઓ તો ખરા—

ઉદય—અરે માહારાજ વળી ઉપાડી જવાનું એ માંહી લખ્યું છે કે શું. હાય તે ક્યારે થશે માંહારાજ આ તો તમે મને ખોટું કહ્યું, હું રાજા છતાં તેમને કોણ લઇ જનાર છે.

બ્રાહ્મણ—માંનો કે ના માનો, વિશ્વાસ ના આવતો હોય તો તમા-રી મરજી. આપ પુછો છો ત્યારે કહુ છું. એમાં મારે કાંઇ કહેવાની જરૂર નથી, ક્યારે બને તે ઇશ્વર જાણે પણ બનશે તો ખરૂં, મારૂ કહેવુ ખોટું લાગતુ હોય તો રાખો તમારે ત્યાં નોકર ને જુઓ મારૂં પારખું- ( સ્વગત નોકર તો રહેવા દે પછી જોઇએ છીએ. )

ઉદય—પ્રીયા આ માહારાજને રાખીશુ ? તે આપણી સાથે આ-ટલા ખુલાસા સાથે બંધાય છે તો પછી શું વાંધો છે ?

બાળા—હા પ્રાણનાથ રાખી લ્યો તે આપણા ઘણા કામમાં આવશે.

ઉદય—( બ્રાહ્મણ તરફ જોઇને ) માહારાજ શીરપાવના બદલામાં આ શાલ આપુ છું અને આજથી તમને દર મહીને રૂપીઆ પચીસનો પગાર બાંધું છું અને પાકા સીધા સાથે રહો અને ખાત્રી કરી આપો, ખરૂ પડે પછી જોઇ લેવાશે.

બ્રાહ્મણ—વારૂ અન્નદાતાર હું રહેવાને કબુલ છું લ્યો ત્યારે હવે જઇશું, રાત ઘણી પડી ગઇ છે.

ઉદય—આવજો મહારાજ.

( મહારાજ આગળ અવી બોલે છે. )

બ્રાહ્મણ—( સ્વગત ) આ જોઇતુતું ને વઇદે કર્યું માહારે જોઇતીતી નોકરી તે મારે ઠીક તાલ આવ્યો, અત્યારે તો મારી છે તોપ આગળની વાત આગળ છે. પણ આગળની વાત

આગળ છે. અત્યારે તો પાકા સીપાંના અને પચીસના પગારના હોદ્દેદાર તો થવા દે પછી બધું એ ઠીક થઈ પડશે. રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ કરતો ચાલ્યો જાય છે. )

બાળા—પ્રાણનાથ, રાત્રીના દશ વાગી ગયા છે, મહારાજે તો આપણને ખોટી કર્યા તો ઠીક પણ ઉલટી ગમ્મતની આ તો ચિન્તા પેસાડી.

ઉદય—પ્રીયા તમે કેમ ગભરાવ છો, કાલથી બંદોબસ્ત વધારે રાખીશું ને તે કાલથી હવે બરાબર ચેતતા રહીશું.

મેઘો—કેમ દોસ્તો, શ્યાંમકળાએ તાકડો તો બરાબર સાંધી આપ્યો છે. હવે આ સુઇ રહેવા જશે. રાત વધારે ગઈ છે ને તેમને સુવાનો વખત થયો છે. જોઉં છું કેવી બાહાદુરી કરો છો.

ચેહળ—( દુરથી ) અરે જોઉંછું કાલથી બંદોબસ્ત રાખવાના છે ને અત્યારે તો નથી ને હવે એમને જવા દો સુવા એટલે પછી જુઓ ધોકડાની છટા.

બેહળ—અરે છાંનો મેરને વળી જાણશે તો ઉલટો તાલ બગડશે. ને ઉલટા પકડાઇ જઇશું.

કેહળ—અસ્યા હવે એમને સુવાની વાર નથી જુઓને બગાસાં ખાય છે. એ તો ગયા એટલે લસલસાટ અને પછી અરીણીઆ જમાદારનું તો કહેવુંજ શુ જોને અત્યારથીજ ઝોકાં મારી રહ્યા છે, અસ્યા તાલ તો ઠીક આવ્યો છે માટે થોડીવાર છાંનામાંના સંતાઇ રહો, પછી જોવાએ છીએ.

મેઘો—સાહાબાશ, સાહાબાશ, શુરવીરો તમારી જનેતાને ધન્ય છે. શું ક્ષત્રીઓની બાહાદુરી છે.

બાળા—( બગાસુ ખાઇને ) પ્રાણનાથ શયનભુવનમાં પધારો, નીંદ્રા ની વખત થઇ ગઈ છે.

ઉદય—હા ચાલો.

( એમ કહી બંને સુવા જાય છે અને અરીણીઆ મીઆ ઝોકાં ખાય છે અને બરવટીઆઓ લાગ જોઇ પેસે છે મેઘો પાછો જાય છે. )

**કેહુળ**—અલ્યા વેહળીઆ. જોયો મારો કસબ, લે તાલી હવે બેડો પાર.

**વેહુળ**—અલ્યા આ અરીણીયો જાગે નહીં. ધીમે રહીને જજે અને જાળવીને ઉપાડી લાવજે મેં પણ વેહેલ ઉભી રાખી છે. તેમાં નાંખીને લઇ જઇશું.

**ચેહુળ**—અયે હું જુએસે, જા પોચીવર એતો થઇ ગયાં સલેટ

( એટલુ કહે છે એટલે કેહળીઓ અંદર જઈ બાળાને ઉંઘતીને ઉંઘતી અધર હાથમાં ઉપાડી લાવે છે અને તેને એકદમ લઈ ચાલ્યા જોય છે ને પડદો પડે છે )

---

## સ્થળ.

### રસ્તો.

**કેહુળ**—અલ્યા આટલે તો આવી પોહોંચ્યા, પણ હવે આનુ ચમ કરીશું.

( બાળા ઉંઘમાંથી જાગે છે )

**બાળા**—હાય હું અહીં ક્યાંથી ! મને અહીં કોણ લાવ્યું. ? હાય પતી ક્યાં !

**વેહુળ**—આ ચમતે, એક વખત ગેલા હવયંવરમાં હાથો અને રોડને પણ હાથેજ લઈ લો.

**બાળા**—ભાઈઓ મને અહીં શુ કામ લાવ્યા છો ! મને અહીં લાવવાથી તમને શુ ફાયદો છે !

**ચેહુળ**—ફાયદો તે પણીઆંણી કરવાનો બીજો હું ફાયદો

**બાળા**—ભાઈઓ મને અબળાને શું કામ સતાવોછો તમને જરા પણ દયા નથી આવતી ?

**વેહુળ**—દયા ઘણી આવે છે પણ તમે કહો કે હું તમારી સાથે વરી ચુકીશું એમ કહો એટલે ઉંડી આંચ પણ નહિ આવવા દઇએ.

બાળા—ભાઇઓ તમને પ્રભુનો પણ ડર નથી, ? ભાઇઓ તમે એક પ્રભુની દયા ખાતર મને જવા દો, એટલે હું મારા પતી પાસે જાઉં, તમારે જણસો જોઇતી હોય તો લઇ લો પણ મને અહીંથી છુટી કરો.

કેહળ—શું બોલતી હશે. જવા દો, જવાનું ક્યાં છે. હાલો હમારી હાથે.

બાળા—ભાઇઓ મને જવા દો, ને તમે આ ધંધા કરવા છોડી દો અને પ્રભુનું ધ્યાંન ધરો કે જેથી પ્રભુ તમારીપર દયા કરે.

વેહળ—અરે પ્રભુને કોણ ઓળખે છે, પ્રભુનું ધાન ધરે શું થાય છે જે રમુજ છે તે આમાંજ છે ને, પ્રભુમાં શું છે. અમે તો પ્રભુને કાંઇ દેખતાજ નથી,

બાળા—જુઓ સાંભળો—

ગાયન ૧૮ મું.

( માન માયાના કરના રાહ—એ રાહ. )

ધ્યાન ધરને પ્રભુના નામનુંરે, હીણભાગી જીવલડા જંજારીયા
જુઠું જગત આ, ખુટયું આયુષ આ, જુઓ જાગી સંસારીયા.

ડાહ્યા તો ડાહાપણ ડાળી રખડીયા, શાંણાને સ્વરગ મળીયારે—હીણ.

કુડા કર્મો કરી કોઇ નવ તરીયા, હુતા તવંગર બળીયા;
જમના ઝપાટેથી કોણ બચ્યું, ભલે રાજા હોય દરબારારે—હીણ.

ધના જેવા ઉપરથી ઉજળા, અંતરથી કપટ ભરેલા;
લાખો છતાં જેને પુન્ય નવ ગમતું, કંઇ સાથે લઇ નવ નીકળીયારે—હીણ.

સાચુ કહું માનો સઉ સંસારી; પ્રભુથી પારજ પડીયા;
માટે સંસારીયા સમજો ચુલટથી, ભજાથી પ્રભુ મળીયારે—હીણ.

ચેહળ—અરે જવાદે તારૂં ટાયલું. મને તો એ નથી ગમતું અ·

લ્યા હું જુઓસો ઉપાડી લ્યો એને, ના માને તો હાસો પાડ ઉપરથી ગગડાવી મુચીયે, એટલે પોચી જાય એના પરભુ પોંહે.

બાળા—મુરખા મનેતો દુ:ખ દેછેતો દેછે પણ વળી પ્રભુની પણ મશકરીયો કરે. છે. મુરખા એમ તું ના સમજીશ કે હું તારાથી ડરી જઇશ; હું જાતે સ્ત્રી છું પણ સાચીક્ષત્રાણી છું માટે કહું છું માંનો ને જવા દો,

(ચેહળ હાથ ઝાલી ઉભો રહ્યા છે ને બીજા બે કોઇ આવતા જતાનો તપાસ કરે છે )

બાળા—મુરખાઓ કહું છું માનો,

બાળા અને ચેહળ—

ગાયન ૧૯ મું,

છોડો છોડો છબીલા—એ રાહ

માન મુરખ અધમ કેમ કરે અઢંગ નહિ નહિ રહે પ્રભુ કાંઇ પ્રસંનમાં,

તમે મુકો અનિતિ ભરી ચાલ, પ્રભુ રાખે તમારીપર વહાલા—હાંરે.

તમે મુકો માંડી જાયા હાથરે, પ્રભુ રાખે તમારીપર વાહાલ—માન,

શાંણી મુરત તમારી જોઇ મનમાં અધીક મોહી પ્રેમ અધીક વધતો—પ્યારી મુને.

માનો માનો રસીલી વાલાં કેણુ મંન મેલી પધારો તરફેણુ શાંણી મન મેલી પધારો તરફેણુ— શાંણુ

જા જા નફ્ટ નીરલજ કાંઇ દીલમાં સમજ એ દુરાચારીનો રસ્તો--હાંરે એ છે.

વિશભાવે ભજો ભગવાન, રાખો હરિ ભજ્યામાં તમે ધ્યાન; નહિ તો પડો નરકને દ્વારરે, પભુ રાખે તમારીપર વ્હાલ-માન મુરખ

ચેહળ—અલ્યા વેહળીઆ આંમ આવને ત્યાં શું કરેસે,

વેહળ—બોલને હુંસે હુંતો તપાહ રાખું શું. ચમ માને છે કે નહીં;

ચેહળ—નહિં માને તો ચુલામાં જશે પણ હવયંવરનો વખત થયો છે અને ઈનું કામ બહુ ભારીસે તે બનહે.

કેહળ—અલ્યા આપણે હરવે હથીઆર ઝાલવામાં તો કાંઈ કાચા નથી બધી બાબતમાં પુરણ સીએ ને આંમ દમ ચમાં ખાઓ સો હાલો હું જુઓસો.

વેહળ—અલ્યા ચેહળ ના હીંડે તો ઉપાડી ઇંને હીંડો હવયંવરમ-

( બાળાને ઉપાડી લે છે ને બધા જાય છે )

બાળા—(લુટારાના હાથમાં ) હાય ! પ્રભુ રંકની વારે ધા; પ્રભુ અબળાની વારે ધા, ઉદય, ઉદય, ઉદય, પ્યારા ઉદય, ગઇ ગઇ ગઇ હાય !

( સર્વે જાય છે ને પછી મેઘો આવે છે.)

મેઘો—હાય ! તે લોકો જતાં રહ્યાં હશે, મ્હારે કમબખ્ત ઉદયડાની પાસે વાર થઇ પણ અશે કાંઇ નહિ હવે તાલ બરાબર લાવું છું, જો બાળા તો વીદાય થઈ ગઇ ને વીંટીઓ પણ અદલબદલ થઇ ગઇ, હવે ગમે તે યુક્તી કરી ચંપકીયાને બાળાની શોધમાં મોકલાવી, ઉદયને વેહેમ ભરાવી દઉં હવે એના શા ભાર છે એડો પાર. હવે થઇશું રાજાના માનીતા પ્રધાન, પણ કાંઇ નહહિં જોઇએ છીએ.

( કહી જાય છે પડદો ઉપડે છે )

## સ્થળ.

### કચેરીમાં સ્વયંવર.

કેદાર—બારોટજી આજ સ્વયંવર છે માટે કાર્ય કરાવવામાં બરાબર કાળજી રાખજો.

( એટલું કહે છે એટલામાં દેશદેશના રાજાઓ આવી ખુરશીઓમાં બેસે છે. )

બારોટ—( સર્વ રાજા સામુ જોઇને )

### ગાયન ૨૦ મું.

( કવિત )

મેવાડમેં સ્વયંવર રચ્યો હયે,
ક્ષત્રીઓકો બડા ઠાઠ મચ્યો હયે;
સુરા ક્ષત્રીઓકો ટેક બડા હયે,
સુરા ક્ષત્રીઓ તો રણુમાં લડા હયે;
કરો સધરે છેદ ટેકે સધીરા,
વાંસે હાથ વાળી છેદો ક્ષત્રી વીરા;
આરોપો ગળામાંહે માળાજ ધીરા,
વરો વીરથી બાળકી કોઇ વીરા;
ન આયા થઈ નવ રહો કોઈ સાચા,
ધરો હીંમતો છો નથી કોઇ કાચા,
કરી કાર્યને જઇ વરો શુભ કન્યા,
ભરી છે શુરા ક્ષત્રીઓનીજ સંન્યા.

( એટલુ કહે છે એટલામાં બારવટીઆઓ આવે છે અને તે પણ ખુરશીમાં બેસે છે અને કન્યાને બાજુપર ઉભી રાખે છે. )

૧ લો રાજા—ધનપાળસિંહ આપણી તો અધર ખુરશીમાં બેશી અવળા હાથ રાખી ધારેલા નીશાનને છેદ પાડવાની હિમત ચાલતી નથી. માટે આપણે તો નકાસું ખુરશીપરથી ઉઠી નામ ગુમાવવા જવુંજ નથી તેના કરતાં બેઠા બેઠા જોયા કરવું એજ સારૂં છે.

૨ જો રાજા—અરે શું ના હિંમત ધરાવો છો ! વાગ્યું તો તીર
નહિં તો શું છે, ચઢે છે તે પડેછે એમાં છે શું !
( એમ કહી ઉભો થઈ અધર ખુરશીપર બેશી તીર મારવા
જાય છે એટલે તુરત હેઠાં પડે છે ને હાથ ભાગે છે. )
અરે હાય હાય હાય હાય મારો તો હાથજ ભાગી ગયો.

૩ જો રાજા—અરે તમારા બાયલાથી શું થાય. એ તો આમુચ્છ
વાળા સુરા ક્ષત્રી સિવાય બીજા કોઇથી બનેજ નહિં.
( એમ કહી ઉઠે છે અને અધર ખુરશી
ઉપર બેસે છે. )

બારોટ—ધન્ય છે તમારી જનેતાને, ધન્ય છે તમારી અ-
અકલને, ધન્ય છે તમારી બુદ્ધીને, ધન્ય છે તમારા
ટેકને.
( એટલું કહી બારોટ સુર ચઢાવે છે એટલે અવ-
ળા હાથ કરી તીર મારે છે )

૩ જો રાજા—હત તારૂં કાળું થાય, એક ગજેજ બાકી રહી ગયું
નહિં તો ફાંકડાને તો કન્યા તરતજ મળતી, પણ કંઇ
ફીકર નહિં એમાં શું છે.
( આ હકીકત જોઈ બીજા ક્ષત્રીઓ તો બીચારા છાના
માના ચુપકી રીતે બોલ્યા વિનાજ બેશી રહ્યા અને શર-
માઇ ગયા. )

બારોટ—દુનીઆમાં ક્ષત્રીઓનું અઉંશ જતુંજ રહ્યું ? મોટા મોટા રણ-
ધીરો પધાર્યા છતાં કન્યાને વરનાર હીમ્મત ધરાવનાર
કોઇ નહીજ રહ્યું ? કાર્ય કરનારા શુરવીરો મરી પરવાર્યા ?
બાયલાઓ ! લુંડી જાયાઓ ! તમારામાંથી ક્ષત્રીઓનો અં-
ઉશ ઉડીજ ગયો ? ભર કચેરીમાં જુજ કાર્ય કરનાર કોઇ
નહિજ રહ્યા ? શું આ કાર્ય કરવાની હિંમત ધરાવતા
નથીજ ? જ્યારે આ કાર્યની હિંમત નથી ચાલતી તો
રણમાં શું લડશો ? શું શુરા ક્ષત્રીઓના મુળ જતાંજ
રહ્યાં ? ને ઠેર ઠેર તમારા જેવા બાયલાઓ આથડતા

રહ્યા, શું કન્યાને વરવાનીને કાર્ય કરવાની હીંમત ધરાવનાર કોઈ નથીજ ? શું સ્વયંવર ખાલીજ જશે ? જો કોઈ શુરો ક્ષત્રી હોયને તે નીચી ઉંચી પદવી નહિ ધરાવતાં કાર્ય કરવાને હિંમત ધરશે તેને કન્યા ખુશીથી માળા આરોપશે. આટલા ક્ષત્રીઓમાંથી કોઈ શુરો ક્ષત્રી ઉઠો અને મુચ્છપર હાથ નાંખી ખડા થાવ, આ ઠેકાણે નાનું મોટું માનવાનું નથી.

( એટલું કહે છે એટલે વેહળ એકદમ ઉભો થાય છે. )

**વેહળ**—દુનીયામાંથી ક્ષત્રીઓનું મુળ નથી ગયું હજી ક્ષત્રીઓ જેવા ને તેવા કાયમ હયાત છે, ક્ષત્રીઓ જાગે છે, અમને ક્ષત્રીઓને અમારો ટેક પુરો છે, આ કાર્ય કરવાની હિંમત અમારી પુરી છે.

**બારોટ**—ત્યારે ઝાલો હાથમાં તીર અને ચઢો ખુરશીપર બેશી શું રહ્યા છો ? વેહળજી સાબાશ છે, ધન્ય છે સાહાબાશ રણધીર સાહાબાશ, તારી જનેતાને ધન્ય છે તારા સુરાતનને સાબાહાશ છે. હિંમત તારી પુરી છે, કળા તારી પુરી છે, રીસ તારી પુરી છે, સમજ તારી પુરી છે, વીદ્યા તારી પુરી છે, બોલી તારી સુરી છે, શુરા રણધીર કરો જય જયના પોકાર.

એટલું કહેતામાં વેહળ એકદમ તીર લઈ અધર ખુરશીપર બેશી અવળા હાથેથી પાછળથી તીર બરાબર તાણી મારે છે અને ધાર્યા પ્રમાણે છેદ પુર્ણ થાય છે એટલે પ્રીયવંતી તેને હર્ષથી વનમાળા આરોપે છે.

**બારોટ**—બોલો શુરા ક્ષત્રીની જય, બોલો શુરા ક્ષત્રીની જય,

( બધા બોલે છે )

**કેદાર**—ધન્ય છે વેહળજી, ભરી સભા વચે ભલભલા ક્ષત્રીઓના નાક લીધાં અને ચાતુરીથી કાર્ય કીધું, ધન્ય છે. ધન્ય છે, તમારી ચાતુરીને. ધન્ય છે, તમારા શુરા તતને. ( સભા તરફ જોઇને ) આ શુરા ક્ષત્રીએ કાર્ય પુરૂં કર્યું છે તેથી સ્વયંવરના નીયમ પ્રમાણે માહારી વાહાલી દીકરી પ્રી-

યવંતીનો હાથ વેહળજીના હાથમાં સુખેથી સોંપુંછું.

( હાથ સોંપેછે એટલે પછી પ્રીયવંતી તરત માળા આરોપે છે )

( પછી આનંદનો એક નાચ થાય છે બાદ કન્યાને તેઓની સાથે વીદાય કરે છે એટલે તેઓ લઇ જાય છે. )



## સ્થળ.

### ઉદયનો બંગલો.

ઉદય—ચંપકરાય, બાળા ગઇ મનની મુરાદ મનમાં રહી, તનની તાકાદ ગઇ, ભવની સુખશાન્તી ચાલી ગઇ, સુખનું સાધન ગયું. દુઃખનું ડાહાપણ રહ્યું, મેં બ્રાહ્મણનું કહેવું ન માન્યું. બ્રાહ્મણનુ કહેવું બરોબર સત્ય થયું, બ્રાહ્મણનો બોલ આગળ આવ્યો.

બ્રાહ્મણ—મહારાજ મેં આપને પેહેલેથીજ કહ્યું હતુ અને આપને પેહેલેથીજ ચેતાવ્યા હતા, પરંતુ આપ માંનો નહિ ત્યારે મારે શું કરવું પણ માહારાજ એનો ઉચાટ કરશો નહિં તેમનો પત્તો લાગશે તે પાછાં આવશે ગભરાશો નહિં ધીરજ રાખો.

ઉદય—માહારાજ આવવાનું પણ મહીં લખ્યું છે તે પોતાની મેળે આવશે કે કોઇ સોધમાં જશે તો આવશે.

બ્રાહ્મણ—ના તો શોધમાં, મોકલોજ કોઇ પણ શોધમાં ગયા શિવાય આવશે નહિ.

ચંપક—મીત્ર તારાં દુઃખે દુઃખી છું ને તારા સુખે સુખી છું. ભાઈ ઉદયસિંહ, બાળીનો પત્તો એક તડાકાની સાથે લાવું છું ગભરાશો નહિ, અકળાશો નહિં, મુંઝાશો નહિં.

ઉદય—મીત્ર એકદમ તાકીદથી જા, એ માંછલી જળ વીના મુંઝાતી હશે એ હંસણી મોતી વીના દુખી હશે, એ ગુલાબની પાંખડી માહાસ વિના કરમાઇ જતી હશે એ

ચાંદા વીનાની ચાંદની સુની હશે, ચંપક રસીલી પળે પળે બીતી હશે, ગભરાતી હશે. અકળાતી હશે, મુંઝાતી હશે ભાઇ ચંપકભાઇ સત્વર જઇ પોહોચ નહિ તો સુખનો સમુદ્ર જતો રહેશે. મીત્ર જાવ, મેં તો સુખસમુદ્ર ખોયો છે, ને દુઃખનો દરીયો જોયો છે, મિત્ર ત્વરાથી જાવ,

ચંપક—મિત્ર આ ચાલ્યો તારો દોસ્ત,

( એમ કહી ચંપક જાય છે બાદ પોતાના પિતા ત્રફ મોકલેલો સીપાઇ અને મેઘો આવે છે )

સીપાઇ—અંનદાતાર આપના પીતાજી તરફથી એક માસમાં જવાબ મોકલવાનું કહાવ્યું છે.

ઉદય—જાવ બહુ સારૂં.

મેઘો—કેમ અંનદાતાર આજ ઉદાશ લાગો છો

ઉદય—કાંઇ નહિ મેઘા. બાળાને કોઇ ઉઠાવી ગયું છે તેનો સોચ કરૂં છું મેઘા. નશીબ ધેરાઇ વળ્યું. મેઘા.

મેઘો—માહારાજ એમની શોધમાં કોઇ ગયું છે કે નહિ મને એક વાત યાદ આવી છે.

ઉદય—હા ચંપક ગયો છે.

મેઘો—થયું, માહારાજ જોયા ચંપકરાય આપના મોટા દોસ્ત હતા અને આપનુંજ ધર માર્યું, જુઓ આગળ બાળાને વીદાય કરી દીધી અને પાછળથી પોતે શોધનું નામ દઇ નીકળી પડયો, જોયું કેવી ચાલાકી વાપરી છે માહારાજ વળી વીષેશ પુરાવો મારી અને સ્યાંમકળાની નજરનો જોયેલો છે ગમેતોપુછી જુઓઆ શ્યાંમકળાને. પેહેલાં અમારા દેખતાં બંને જણાએ વીંટી અદલ બદલ કરી અને પાછળથી મુદલ ઉઠાવી. માહારાજ હું શોધમાં જાઉં છું એ આવે ત્યારે જો જો પુરાવો પ્રતક્ષ, વીંટી જોશો

એટલે આપને ખાત્રી થશે. માહારાજ એ તો બડો લુચ્ચો ને પ્રપંચી છે જો આટલેથી ખબર ના પડી હોત તો કંઇનું કંઇ કરી નાખત. માહારાજ જે ભગવાને કર્યું છે તે સારૂં કર્યું છે એ બાળા પણ ઘણી ખરાબ ચાલની છે. તેને તો સ્વપ્ને પણ બોલાવવી જોઇએ નહિં, ( સ્વગત તાલ તો બરાબર આવ્યો છે. માહારા બાહાદુર બારવટીઆઓ ચંપકના હાથમાં આવે તેવા નથી કદાચ આવશે તોપણ મેં ઉદયને બરાબર ભીડાવ્યું છે એટલે તે માનાનાર નથી. હવે પ્રધાંનગીરીના માલીક મેધાભાઈ થઇ ચુક્યા, વળી ચંપક પાછો આવશે અને તેના હાથે બાળાની વીંટી દેખશે એટલે ચંપકને બારોબાર કાઢી મુકશે અગર ગરદન મારશે પછી પ્રધાંનગીરી આ ફાંકડાનેજ મળશે, પછી બારવટીઆઓને મળી ફોસલાવી બાળાને વરીશું અને સીતાપખાં બાદશાહને મળી ઉદયનું કાટલું કઢાવી નાંખીશું એટલે પછી રાજ્યના માલીક પણ આ ફાંકડાજ છે બસ હવે બેડો પાર પણ કાંઇ નહિ જોઇએ છે ) ( ઉદય પાસે આવીને ) લ્યો મહારાજ હવે હું જાઉં છું.

**ઉદય**—મેધા તું જવાનો વિચાર બંધ રાખ. મારે એ રંડાનું બીલકુલ કામ નથી હવે તો તેનું નામજ મારા મોં આગળ દેશો નહિ એનું. નામ સાંભળી મને મારાં રૂવાં ઉભાં ઉભાં થાય છે, માટે મેધા તું જવાનો વિચાર બંધ રાખ—અને મારી સાથે ચાલ.

( એમ કહી બંનેનું જવું બાદ પડદો ઉપડવો )

---

## સ્થળ.

### પાહાડ અને જંગલ.

( બારવટીઆઓનું બાળા અને પ્રીયવંતીને લઇ આવવું. )

**ચેહળ**—કેમ હજુ માનવું છે કે પાછા રાણી બનવા જવું છે બોલો કહો શું કહો છો?

**બાળા**—શું કહું, તમારે જેમ કરવું હોય તેમ કરો, માહારાથી તો કોઇ કાળે પણ તે પ્રમાણે નહિ વરતાય, માહારાથી તેમ નહિ થાય, ( પ્રીયવંતી તરફ જોઇને ) ( બેન હવે આ વી બન્યું માહારી માફક આ પાપીઓના હાથમાં તમે હાથે કરી ક્યાંથી સપડાયાં. )

**પ્રીયવંતી**—બેહેન, બેહેન માહારૂં અને તમારૂં નસીબ ઘેરાયું, પાપીઓ હવે આપણા પ્રાંણ લેશે, પ્રભુ, પ્રભુ, પ્રભુ,

**કેહળ**—ના કહેતાં હોતો ધરો માંથુ કે ધડ ઉડાવી દઇએ નહિં તો કર કબુલ કે વરૂં છું.

**બાળા**—પાપી તારે ચાહાય તેમ કરી લે. પણ આ ક્ષત્રાણીતો પોતાનો ટેક કદી નહિ ભુલે, કદી નહી ભુલે, તારામાં લઢવાની સત્તા હોય તો આપ મારા હાથમાં તલવાર ને પછી એકે એક થઈ જાવ સામા પછી ચાખો પરણુવાનો સ્વાદ.

**વેહળ**—અલ્યા નથી માનતી તો લઇ લો એને પાહાડ ઉપર અને ત્યાંથી ગગડાવી મુકો કે ખારજ થઈ જાય.

**પ્રીયવતી**—પાપી તને હું રાજા સમજતી હતી, નહિ તો તને માળા આરોપવી મુશકેલ હતી ને આરોપી છે છતાં પણ કહું છું કે તારી સાથે આવવાની નથી.

**કેહળ**—નહિ આવે તો એની વલે એ તારી વલે.

**ચેહળ**—ના માને તો એને પણ લઇ લો પાહાડ ઉપર ને મારો ઉપરથી ધકકો કે દેવ શરણ થઈ જાય.

એમ કહી ત્રણે જણાઓ મળી બંનેને પાહાડ ઉપર લઈ જાય

છે અને ત્યાં જઈ ઘરેણું ઉતારી લે છે ને ધક્કો મારવાની તૈયારી કરે છે એટલે પાહાડ ઉપરથી નીચે જતા વાણીઆ લોકોનું ટોળું નજરે પડે છે તેથી બીહીને નાશી જાય છે,

વેહુળ—અલ્યા ચેહળ આ વાણીઆઓ ભરાયા છે અને જો દેખશે તો મારે જશે ને રાંડોએ જશે માટે હાલો માલ તો આવ્યો છે પછી તપાસ કરી જઇશું

બાળા—પાપી લે માર હવે માર લે, પરંતુ મારા ટેકની ખાતર માહારા પ્રતીવ્રતાના ધર્મની ખાતર, માહારા ક્ષત્રી ધર્મની ખાતર અને માહારા પતીની ખાતર કહું છું કે મરવાને હું બીલકુલ પરવા ધરાવતી નથી, પાપી તને મારવા શીવાય બીજું શું કરવાની સત્તા છે કેમ પાછો હઠે છે ? કેમ નાસે છે ? કેમ ડરે છે ? શું જુએ છે ! માર ધક્કો લે માર.

કેહુળ—અલ્યા ચેહળ હાથથી બીજી ગઇ. આ વાણીઆઓએ આપણને દેખ્યા, અલ્યો એ ઉપર આવશે માટે મુકો દોટ.

બધા—હા હાલો.

( કરી પાહાડ ઉપરથી બારોબાર જતા રહે છે )

૧ લો વાણીઓ—અલ્યા આ પાહાડ ઉપર પેલું ભુત જેવું કોણ ઉભું તે અલ્યા જોતો ખરો.

૨ જો વાણીયો—હા અલ્યા ખરી વાત છે મને તો ભુતજ લાગેછે.

( એમ બોલી વાણીઆઓ આમથી તેમ નાશાભાગ કરી મુકે છે એટલામાં ચંપક બાળાની શોધે આવ્યો છે તે વાણીઆઓને જોઇ ઉભો રહે છે ને પુછેછે અને પાહાડ ઉપર જોયા કરેછે )

બાળા— ગાયન ૨૧ મું.

વન વગડામાં ભુલી પડી ત્યાં—એ રાહ

પાપી હાથે સપડાઇ ત્યારે કરી દયા નહી દીલમાં—
હે પતી ક્યાં મળશે.
અધવચ રસ્તે પાપી મળીયો શોચ દીલમાં પડીયો—,,
સોચ રાખીને મનમાં બળતી,પણ નવ કરી મુજ ગણતી-હે

પાપીએ મુજને લુંટી લીધી, પણ જીવતી મુજ કીધી, હે
પાસે મળે નહિં તનમાં કપડું કયાં કયાં જઇ હું ભટકું હે,,
પ્રભુ પારખું પળ પળ જોયું, પતીવ્રત સરવે ખોયુ. હે,,
હદ થઇ પ્રભુ મેર કરીને મેળવો મુજ ભરથાર—
હે પતી કયાં મળશે.

પ્રીયવંતી—બેન મને દુઃખ ઘણું છે, માહારા જેવું તો તમારે દુઃખ નથી ને, મેં તો પાપીઆઓને વરમાળા પેહેરાવી છે જો કદાચ એ પાપીઆઓ મને રસ્તામાં મળશે તો માહારા તો ભોગ મેળવશે. મારૂં બેલી અહીં કોઇ નથી, મારે આધાર કોઇનો નથી, બેન મને દુઃખ વધારે છે, હું તમારા કરતાં દુઃખી વધારેછું, હું મારા દુઃખની શું બીના કહું, ભાઇને બબે વરસ થઇ ગયાં, પીતાજીને ને ભાઇને મમતામાં તકરાર થઇ. હાય બંધુ તું કયાં હઈશ તારી શી ખબર હશે.

બાળા—બેહેન તમારી સઘળી બીના જાણુવાને ઇચ્છુછું તે મને અથીતી ઇતી સુધી કહી સંભળાવો.

પ્રીયવંતી—ત્યારે સાંભળો.

ગાયન ૨૨ મું.

આખી આલમને ઠગનારી—એ રાહ.

તમે સુણો બીના સઉ મારી, કહું સારથી વીસ્તારી.
ભડકે બળે છે મનડું વાલી, હું કયાં જઇ રહું ચાલી. (૨)
રડી જતી વનમાં, બળી જતી તનમાં;
એક દુઃખ છે મોટું ભારી, વીરા વીના અકળાણી-તમે.
મુજ ભાઇ ઉદય છે વનમાં, વિરા હશે કયાં રણમાં.
( હાં પછી તે કયાં છે. )
મમ પીતાએ ડાપણુ ડોળી, નાંખી છે દરીએ ઢાળી. (૨)
પૈસો મોટો કે કર્મ છે મોટું. (૨)
કર્મ મોટું કહી ભાઇ નીકળીયો વનવગડામાં પહીચો-તમે.

આળા—ત્યારે તમારા પિતાજીનું નામ કેહારસિંહ છે.

પ્રીયવંતી—તે તમે કયાંથી જાણો તેની તમને શું ખબર.

**બાળા**—તમે મારાં નણંદ થાઓ છો, તમારા ભાઇ મારા ભરથાર છે, નણંદજી હવે આપણા હૃદયમાં હીંમત આવી, પહાડ ઉપરથી ઉતરી મને જે રસ્તે થઇ તેઓ લાવ્યા હતા તે રસ્તે તમોને હું લઈ જઇશ, ગભરાશો નહિં તમારા ભાઇને હું મેળવી આપીશ. ચાલો, એક વખત રસ્તાની તજવીજ કરીએ.

( એમ કહી આમથી તેમ ફરે છે. )

**ચંપક**—( દુરથી બાળાને ઓળખીને ) ભાઈ આ પહાડપર ચડવાનો રસ્તો મને બતાવશો !

**૧ લો વાણીઓ**—ભુત પાસે જઇ તમે શું કરશો ? ભુત પાસે જવામાં શું ફાયદો છે ?

**ચંપક**—તે ભુત નથી પણ તે માહારા બેહેન છે ને મુંઝાયછે તે માટે મને રસ્તો બતાવો. હું ત્યાં સત્વર જાઉં નહિં તો તેમના પ્રાણ ગભરાટમાં ને ગભરાટમાં સત્વર જશે, માટે તાકીદે બતાવો તો ઘણું સારૂં !

**૨ જો વાણીઓ**—એ......જુઓ ભાઇ આંમ વળીને ચઢવાનું આવે છે ત્યાં ચઢી જજો એટલે ત્યાં જવાશે.

( બતાવવાથી એકદમ ઉપર આવે છે )

**પ્રીયવંતી**—ક્ષત્રાણીઓની લાજ લેવા આવનાર કોણ છે થઇ જા સામો તૈયાર.

**ચંપક**—બેહેન બાળા બેહેન એતો કોઇ નહિં હું ચંપક છું તમારી શોધ કરતો કરતો આટલે સુધી આવી પોહોંચ્યોછું,

**બાળા**—ભાઇ ચંપકરાય, આવો આવો, અમે અકળાઇએ છીએ, મુંઝાઇએ છીએ, ટળવળીએ છીએ, અટવાઇએ છીએ, ને તાહાડે તરફડીએ છીએ.

**પ્રીયવંતી**—બેન આ કોણ છે ?

**બાળા**—જાવ જાવ, ના ઓળખ્યા તમારા બાપના પ્રધાનના દીકરા. ( ચંપક તરફ જોઇને ) ભાઇ ચંપકરાય, એક વખત તાબડતોબ પેહેરવાના કપડાં લાવી આપો નહિં તો

અહિંથી આગળ ચાલી શકવાને કપડાં વિના વાંધો છે.

ચંપક—વારૂં બેહેન તુરત લાવું છું.

( કહી જાય છે અને તાબડતોબ લાવે છે )

પ્રીયવંતી—ચંપકરાય ( લાવો કહી કપડાં લે છે અને બને પે-
હેરે છે. ) અસંખ્ય દુઃખો પડયાં છે દુઃખમાં ખામી
રહી નથી. ભુખની વખત ગણી નથી, ત્રશાની રાત ગણી
નથી. ચંપકરાય સારૂં થયું કે તમે આવી પોહોંચ્યા નહિ
તો ખરાબી થતી.

બાળા—તમે હમારી શોધમાંજ આવ્યા છો ?

ચંપક—હા શોધમાંજ, ઘણાં કષ્ટે પત્તો મેળવ્યો છે, રસ્તો વાંકટ
ઘણો છે અને ભય ચારે બાજુથી છે, પરંતુ તમો જરા
પણ ગભરાશો નહિ. એક પળમાં તમને હું ત્યાં લઇ
જાઉં છું, ચાલો,

પ્રીયબાળા—હા ચાલો જઈએ.

( એમ કહી સર્વે નીચે ઉતરે છે અને આવે છે )

ચંપક— ગાયન ૨૩ મું,

તુજ ગતી પ્રભુજી સૌથી ન્યારી—એ રાહ.

મુજ મતિ પ્રભુજી તેં સુધારી;
સફળ સુધારી આશા મારી.— મુજ.

સાખી.

બાળા ખોળે મેળવી પ્રીયવંતીને સાથ.
પ્રભુ મોકલે જાળવી સંચયથી સંગાથ.
સકળ સૃષ્ટીમાં તારૂં નામજ ફેલે;
સઘળી દુનીયા દુનીયાં પણુ જાય હારી—મુજ.

સાખી.

શુરા વેહેલા સંચરો, સાથે સરવે ઘેર;
ઉદય વિરલા મેળવો, ઝટ કરીને પેર.
અધિરી મળવાને ઇચ્છું વિરલા વાલાને;
વેહેલાં પોહોંચેર પહોંચો તો થાય ધારી—મુજ.

( એમ કહી સર્વે જાય છે બાદ પડદો પડે છે )

## સ્થળ.

### રસ્તો.

( બારવટીઆઓનું આવવું. )

**વેહેળ**—અલ્યા ચેહળીઆ. આતો બેએ ખોઇ બેઠા, અલ્યા આપણી લાવેલી કન્યાએ ગઇ, અલ્યા હુ કરીહુ.

**ચેહળ**—અલ્યા આપણી કન્યા તો લેવી હતી, એતો કોઇ બીજાની નહોતી.

**કેહળ**—અલ્યા લેવા રહીએ ને પકડાઈ જઇએ ત્યારે બાર વાગી જાય ?

**ચેહળ**—અલ્યા આપણી કન્યા લેવીતી તેમાંએ બાર વાગી જાય કે ?

**વેહેળ**—અરે રાંડના દાગીના ને ઘરાણું તો સેને ?

**કેહળ**—ઘરાંણુંતો સે પણ એ રાંડોને ક્યાં ઝાલીસું એ ક્યાં મળહે

**વેહળ**—હાલોને જતાં જતાં હાથમાં આવહે તો ઠીકસે નહિં તો માલતોસેજને.

**કેહળ**—અલ્યો આપણી મહેનત અને મજુરી સઘળું ખોઇ બેઠા માટે આપણે શોધ કરી ઝાલીએ તો ઠીક. થહે.

**વેહળ**—અલ્યો ત્યારે ઝાલીએ તો ઠીક.

**ચેહળ—કેહળ**—હાલો ત્યારે જઇએ.

**ચેહળ—વેહળ—કેહળ**—

### ગાયન ૨૪ મું.

વશ નારીને કરવી જો ધારો એ રાહ.
**અલ્યા ચેહળીઆ હાલને વેહેલો**
**અલ્યા વેહળીઆ હાલને વેહલો**
**અલ્યા હાલ્યો હું આગળ પેહેલો;**
**અલ્યા ખોળું હું ઝટપટ વેહેલો— અલ્ય.**
**અલ્યા જઇએ ઓલ્યા વગડામાં;**
**અલ્યા ખોળીએ ઓલ્યા ડુંગરામાં**
**અલ્યા દેખું તો પટલાઈ બાળ**

અલ્યા જોઉ તો ઝટપટ ઝાલું;— અલ્યા.
અલ્યા મળેતો ઉચકીને હાલું
અલ્યા મળહે એ ત્યાં ડુંગરામાં.— અલ્યા.

( એમ કહી સર્વે બારવટીઆઓ જાય છે )
( પડદો ઉપડે છે )

---

## સ્થળ.

### ઉદયનો બંગલો.

( ઉદયસિંહ અને મેઘો આવીને બેસે છે પછી ચંપકરાય આવે છે. )

**ચંપક**—ભાઇ ઉદયસિંહ ભાભીને શોધી લાવ્યો છું.

**મેઘો**—અન્નદાતાર હવે જુઓ નજરો નજર પારખું અને માગો વિંટીઓ.

**ઉદય**—ઠીક સારૂં કર્યું ( બાળા તરફ જોઇને ) બાળા તમારી વીંટી લાવો મારે જોઇએ છીએ.

**બાળા**—કેમ પ્રાણનાથ, ઘણા દીવસે હું આપને મળીછું છતાં આપ આંમ કેમ બોલો છો. શું આપને એટલી પણ અદેખાઇ આવી તે આપ વીંટી માગો છો ?

**મેઘો**—જોયું માહારાજ કેવી એમની બોલી છે. જુઓ હવે થઇ ખાત્રી ?

**ઉદય**—હા મને હવે બરાબર ખાત્રી થાય છે ( બાળા તરફ જોઇને ) લાવો ક્યાં છે કેમ વાર કરો છો ?

**બાળા**—લ્યો પ્રાણનાથ આપને જોઇએ છીએ તો લ્યો ઘણી ખુશીથી આપું ( એમ કહી વીંટી આંગળીએથી કાઢી આપે છે. )

**ઉદય**—( વીંટી હાથમાં લઇને ) કહો આ કોની વીંટી છે.

**બાળા**—પ્રાણનાથ માહારી છે કેમ આંમ બોલો છો.

ઉદય—જુઓ તેમાં કોનું નામ છે વાંચો !
બાળા—( વાંચીને ) અરે આ વીંટી મારી પાસે કયાંથી આવી.

ઉદય—કયાંથી ! કયાંથી આવી તે ચંપકની પાસેથી આવી. બીજે કયાંથી આવે—

( આ હકીકત જોઈ ચંપક પોતાની વીંટી જુએ છે અને બાળાનું નામ દેખાય છે એટલે થરથર ધ્રૂજે છે )

ચંપક—પ્રભુ આ વાહાલામાં વિરોધ કોણે કરાવ્યો હશે આ કુર કર્મ કોણે કર્યું હશે ! આંમાં અમારો બીલકુલ વાંક નથી આ કામમાં અમે કાંઇ જાણતા નથી. તમારા સોગન ખાઇને કહું છું કે અમે બીલકુલ જાણતા નથી.
ઉદય—( બાળાને એક ધકકો મારીને ) પાપીણી પીશાચણી જા તારૂં કાળું કર. તારૂં મારી પાસે બીલકુલ કામ નથી, હું તારૂં મુખ જોવાને બીલકુલ નારાજ છું. તને જોઇને મારાં રૂંવાં ઉભાં થાય છે. ( ચંપક તરફ જોઇને ) નષ્ટ, નીરલજ, તું માહારી સાથે રહી આ કળાને પોહોંચ્યો, તારી આ દાનત થઇ, તને આ સુઝયું, પાપીઆ આ કર્મ કર્યા કરતાં ઝેર ખાઇ મરી જવું સારૂં હતું, ધીકછે તારા અવતારને, ( એમ કહી ધકકો મારે છે )

ચંપક—બધું આ પ્રપંચ છે ભોળા પ્રપંચ છે કાંને સાંભળી મુખે બોલનારા દગો છે. ખોટું સમજી ખરૂં ઠરાવનારા ભુલ છે. વીચાર કરો, યાદ કરો, તપાસ કરો, ભાઈ તપાસ કરો. પાછળથી પસ્તાવવું પડશે અને આખરે ખબર પડશે, માટે ન્યાય કરી તપાસ કરો.
ઉદય—લુચ્ચા દગાખોર મેં કાને સાંભળ્યું પણ નથી નજરો નજર પ્રત્યક્ષ જોયું છે, એવકુફ ચુપ રહે.
એધા—( સ્વગત ) ઠીક તાલ આવ્યો છે, હવે બેડોપાર પણ. કાંઈ નહિ જોઈએ છે.
બાળા—વાહાલા, તમારાથી મેં કોઇ દીવસ દગો કર્યો નથી, તમારાથી મેં કોઇ દીવસ છુપી વાત રાખી નથી તો

મારાથી મેં કોઇ દીવસ દુનીઆમાં કોઇ ચીજ વધારે ગણી નથી, પ્રાણનાથ નીરઅપરાધીછું. બીન ગુનેગારછું. બીન દોસીત છું, નીષ્કલંકીત છું. વાહાલા ન્યાય કરો, ન્યાય કરો. ન્યાય કરો,

**બાળા અને ચંપક**—ઉદયસિંહજી ઉદયસિંહજી બીન ગુનેગાર છીએ, બીન ગુનેગાર માર્યો જાય છે, સાચો કુટાઈ જાય છે, તપાસ કરો; તપાસ કરો.

**ઉદય**—હા હું તમને જાણું છું તમારૂં, પાપ હવે ખુલ્લું થયું છે, પાપી તમને હું શી સજા કરૂં. અને શી ના કરૂં.

**ઉદય**—સીપાઇ.

**સીપાઇ**—જી સાહેબ.

**ઉદય**—જાવ આ બંને જણાને ભર જંગલમાં લઈ જઈ બંનેના નાક નાક કાંન કાપી ભર વગડામાં છુટા રખડતા મુકી દો જાવ.

**ચંપક**—મિત્ર જ્યારે આ નારો ચંપક આમેજ વરતશે તો સુર્યનો ઉદય પશ્ચિમ થશે, પૃથ્વી સાતાલ જશે, સમુદ્ર મર્યાદા મુકી દેશે, નદીઓના નીર અવળાં ચાલશે. કસ્તુરી ઉકરડે પડશે, સતીયો શંખણીગો કહેવાશે, ધરતી ફાટી બે ભાગ થશે, વરસાદની વૃષ્ટી જતી રહેશે; બચ્ચાંને માતા ઝેર દેશે, ઉદયસિંહ આ બુદ્ધીનો ઉપયોગ કેમ આંમ આડે રસ્તે ચલાવો છો, વિચાર કરો. વિચાર કરો.

**મેઘા**—માહારાજ જોઈ સચ્ચાઇ કેવી છે, કેવો સાચો છે, જુઓ સચ્ચાઇ બતાવે છે ઘણુ કાંઇ નહિ જોઇએ છીએ!

**ચંપક**—મિત્ર આ સઘળું લુચ્ચો ખોટું ભરાવે છે.

**ઉદય**—ચુપ પાપી તારી જીભ એકદમ બંધ કર નહી તો કાપી લેવી પડશે.

**ચંપક**—હાય અફસોસ, અફસોસ, ધર્મ કરતાં ધાડ આવી હાય પ્રભુ.

**બાળા**—પ્રાણનાથ. હું સતી છું, મારા જન્મથી હાલ સુધી સતી પણેથીજ રહી છું; આપના શિવાય દુનીઆપર સઘળા

મારા ભાઇ સમાન છે, ચંપકભાઇ ખોળ કરવા આવ્યા નહોત તો આપની પાસે આવી આપતું સુખ દેખવા ન પામત.

ઉદય—હા, ચંપક કેમ બોલવવા ના આવે, ચંપકને તો તને બોલાલાવવા આવવુંજ જોઇએ, તેને તારા વીના કેમ ચાલે ! ચાલેજ નહીં.

બાળા—પ્રાણનાથ આતો ઉલટો અન્યાય થાય છે,

પ્રયવતિ—ભાઇ તે નીપરાધી છે તે તો ભાઇ બેન સમાન વરતે છે.

ઉદય—( પ્રીયવંતીને ધક્કો મારીને ) ચુપ તને કોણે બોલાવી, વચમાં તું કેમ બોલ્યા કરેછે, સીપાઈ આને લઇ જાવ, રાખો કોરાણે. પણ અરે ! આ સ્વર મને પ્રિયવંતી જેવો કેમ લાગે છે; પણ કાંઈ નહિં પછી જોઈ લેવાશે.

બાળા—પ્રાણનાથ, સાપને દુધ પાઇ ડસાવનાર તમેજ પાપી છો, સતીને સાચી છતાં જુઠી માની ભવ બગાડનાર તમેજ પાપી છો, વાહાલામાં વીરોધ પડાવી જુઠાને પાળનાર તમેજ પાપી છો, મુર્ખાઓને માન આપી તેઓનું સાચું માની વાહાલાનો વેહેરી ઠરવનાર તમેજ પાપીછો, જુઠાને જગ ઝીનાડી સાચાને ડુંગર ઉપરથી ફેંકી દેનાર તમેજ પાપી છો જુઠાને સાચા માંની રાજ્યની પાયમાલી કરનાર તમેજ પાપી છો; પ્રાંણનાથ છેવટે કહું છું કે, જુઠો ફુલે પુજાય છે ને સાચો ખાસડે પુજાય છે. પ્રાંણનાથ તપાસ કરો. ન્યાય કરો; પછી ચાહાય તેમ કરો.

મેઘો—અન્નદાતાર જોયા, એમના બોલે. હવે હદપારગયાં. કેવી બોલી બોલે છે, કેવી હુંશીઆરી ચલાવે છે, પરંતુ શું કરે, આપે નજરો નજર જોયું એટલે આપને માહારે વધારે કહેવાનું કાંઇ રહ્યુ નથી, માહારાજ હવે આપનો મગજ તપી જશે. હવે તેઓને મોકલાવી દો અને આપ શયનભુવનમાં પધારો, પણ કાંઇ નહિ જોઇએ છીએ.

બાળા—રાજા જુઠી જક મુકી દો.

બાળા અને ઉદય—   ગાયન ૨૫ મું.

લાવી લાવી મધુરાળ'ન પાનરે—એ રાહ.

મુકો મુકો હઠીલા આવા ફેણરે આ પ્યારી કહે છે,
નથી વાહાલીનો જરા વાંકરે આ દાશી કહે છે;
ભોળા કીધી મેઘે ભુંડાઇરે આ વાહાલી કહે છે,
ભુંડી ભુંડાઇ ઝાલી હાથથી એ ઉદય કહે છે.
જે જે કરે નફ્ટ એવા કાજરે એ ભમતા રહે છે.
પ્યારા મુખે કહું સાચા વેણરે આ બાળા કહે છે;
વાહાલા પાછળથી થાશે શોકરે આ લલના કહે છે.
રસીયા કાઢો કરીનો ન્યાયરે આ અબળા કહે છે.

બાળા—પ્રાંણનાથ એક વખત ન્યાય કરી જુઓ પછી આપની મરજીમાં આવે તે પ્રમાણે હુકમ ફરમાવજો, પરંતુ પ્રાણનાથ બીન ગુનેગારને ગુનેગાર ઠરાવી, મેઘા જેવા હજામની ખાત્રી લઇ, ગરદન મારસો તોપણ આપ મુખ્તીઆર છો આપનો હાથ કોઇ રોકનાર નથી, માટે પ્રાંણનાથ ન્યાય કરી મનને સંતોષ કરો.

મેઘો—જોયું માહારાજ હવે મ્હારા ગરીબ ઉપર આવી પડયું, જુઓ પોતાના માથેથી ખસેડવા કેવા ઉપાયો આદરે છે જોયું માહારાજ પણ કાંઇ નહિ જોઇએ છે.

ઉદય—ન્યાય ? ન્યાય શાથી થાય ? ન્યાય કેવો જોઇતો હતો, મેં મારી નજરો નજર જોયું, પછી કેવો ન્યાય, સીપાઇઓ આમને એકદમ લઇ જાવ.

મેઘો—હાં અંનદાતાર વખત થઈ ગયો છે, માટે સીપાઇ લઇ જાવ એમને ( આડુ જોઇને ) હવે પ્રધાનગીરી મલવાને જરા પણ વાર નથી, હવે આંની પાસેથી રજા લઇ ફતેખાં બાદશાહને મલી. ઉદયની સાથે યુદ્ધ કરાવી એકદમ રાજ્યનો માલીક થઇ જાઉં પછી બાળાને રાખવા સીપાઇઓપર હુકમ કરી બાળાને ગમે તે યુકતી કરી વરૂં! પણ કાંઇ નહીં જોઇએ છીએ.

( એમ કહી આગળ આવી સીપાઇઓને કહે છે )

મેઘા—સીપાઇ બાળાના નાક કાન કાપશો નહિ અને તેને એક સ્થળે બરાબર રાખજો અને ચંપકનાં નાક કાન કાપી જંગલમાં રખડતો મુકી દેજો. પણ કાંઇ નહિ જોઇએ છીએ.

સીપાઇ—જી સાહેબ જેવો હુકમ,

( એમ કહી સીપાઇઓ જાય છે, )

ચંપક—ઉદયસિંહ માહારા બોલેલા વાકયો ધ્યાનમાં રાખજો સાચાનો બેલી પ્રભુ છે, સાચાને ઇશ્વર સ્હાય કરે છે જુઠાનો સદાકાળ નાશ કરે છે.

ઉદય—જા જા એ તો હું બધું સમજુંહું, ને જાણુંછું, સીપાઇ એકદમ લઇ જા કેમ ઉભો રહ્યો છે.

( સીપાઈ બન્નેને લઈ જાય છે )

મેઘા—અન્નદાતાર, માહારે આ લોકોનો છુપી રીતે તપાસ કરવો જોઇએ, વખતપર લાંચ આપી તેઓને ફોડી નાંખે માટે અન્નદાતાર તેનો તપાસ કરવા જવું જોઇએ. માટે જો આપ રજા આપો તો હુ ત્યાં જઇ છુપી રીતે તપાસ કરૂં. પણ કાંઇ નહિ જોઇએ છીએ.

ઉદય—મેઘા તારૂં કહેવું બરાબર છે, જા, પરંતુ ઘણી હુંશીઆરીથી જજે અને તુરત જઈ આવી મને ખબર આપજે.

મેઘા—વારૂ અન્નદાતાર જાઉછું.

( કહી મેઘા આગળ આવે છે અને ઉદય જાય છે )

( આગળ આવીને ) હવે ફતેહખાં બાદશાહને ત્યાં જતાં બીલકુલ વાર નથી, એ કામ તો સીપાઇઓ મારા કહેવા પ્રમાણે કરશે. વચમાંથી શ્રાસ નીકળી ગઇ તે સારૂં થયું, આટલે સુધી તો આવી પોહોચ્યા છીએ, હવે બાદશાહને લડાઈ કરવાનું કહી ચઢાવી રાજ લઇ લઉછું, ઉંદયડો મરાયો એટલે રાજ્ય અને બાળા તો આ શંકડાની છે. એ તો હવે બધું મેઘાભાઇ

પકડનેજ મળવાનું હવે બેડો પાર, પણ કાંઇ નહિ જોઇએ છીએ.

ગાયન ૨૬ મું.

સિપાઇ તેરી નાલીસ કરૂંગી પોલીસમેં—એ રાહ.

**ઉદય તારૂં કાઢું હું કાટલું બે દીનમાં;**
**લાવી બાદશાને લઢાવું ઝપટમાં— ઉદય.**
**ચંપકને કાઢયો ને બાળાને કાઢી;**
**લાવી બાદશાહને હરાવું હું તુજને— ઉદય.**
**બાળાને શોધી હું કાઢીશ વનમાં;**
**પછી હું રાજ્ય લઇ કાઢીશ રણમાં— ઉદય**

હવે હું જોઉં છું જો એ ઉદયડા બચાની શી વલે થાયછે,
( એમ કહી જાય છે બાદ પડદો પડે છે )

---

## સ્થળ.

### બાદશાહનું જનાનખાનું.

( બાદશાહ અને વજીર કોચ ઉપર બેઠા છે )

**સીપાઇ**—જાહાંપના ઉદયસિંહકા રાજ્યકા સરદાર આપકુ મીલને મંગતા હયે.

**બાદશાહ**—અચ્છા બીન હથીઆરસે આને દો.

**સીપાઇ**—જી હજુર,

( જઈ મેઘાને હથીઆર વીના બોલાવી લાવેછે ને મેઘો આવી તેમની પાસે બેશેછે. )

**બાદશાહ**—કયું મેઘાજી કયું આયે હો ?

**મેઘો**—( બાહુ જોઇને ) ( લાવને પુછે છે ત્યારે મારવા દેને તોપ ) જાહાંપનાં આપકુ મીલનેકા મેરા યેહ બીચાર હયે કે, મેં આપકી પાસ યેહ બીચારસી આયાહુ કે ઉદયસિંહકા રાજમે લડાઇકા સરદારહુ ઔર મયને ઉસકી ઔહરત બાળાકુ છુપી જગોપે રખી હયે-ઔર ઉદયસિંહ

ઉદયસિંહ હાલ અકેલા હયે, ઔર ઔરત મેરે તાબે મે હય વો ઔરત ખાસ આપકે લાયકી હયે મેરા બીચાર આપકુ દેનેકા હયે મગર જાંહાપનાં મં આપકે સાથ ઇતા કરાર કરતાહુ કે આપ ઉદયસિંહકેપર ચઢાઈ કરકે જાવ ઔર ઉંદયસિંહકુ હરાવો ઔર ઉસકા રાજ્ય લેલો તબ રાજ્ય ઔર મતા મેરેકું દેયગી પડેગી. આપ ઇસતરેસેં કરોંગે, આપકા કયા બીચાર હયે. ( સ્વગત ) હાલતો તોપ મારવા દેને પછી જોઇ લેવાશે. કાંઇ નહિ જાઇએ છીએ.

**બાદશાહ**—હાં મેઘાજી બોહોત ખુશસેં મેં કહેતાહું કે તુંમને કીયા ઇસિતરેસેં મેં કરૂંગા,

**મેઘો**—જબ ભીજવાવો કાગજ લઢાઇકા, જાંહાંપનાં આપ બોત ખુશીસે પાર પડોગે, ઇસકી તરફકા એક પ્રધાન બડાથા તો ઉસકું મયને નાક કાંન કટવાકે વગડેમેં ભીજવા દીયા હયે, ઇસ્કેલીયે આપકું બોહોત યશ પીલેંગા.

**બાદશાહ**——અચ્છા મેઘાજી, ) સીપાઈ તરફ જોઇને ) સીપાઇ.

**સીપાઇ**—જી હજુર.

**બાદશાહ**—( કાગળ લખીને ) લો એહ કાગજ ઉદેપુરકા ) રાજા ઉંદયસિંહકું દે આવ.

**સીપાઇ**—બોહોત અચ્છા હજુર,

( કહી સીપાઇ જાય છે. )

**મેઘો**—જી મેં જાતા હું અબ ડેર બોત હો ગઇ હયે.

**બાદશાહ**—અચ્છા મેઘાજી કભી કભી આતા રહેના,

**મેઘો**—અચ્છા હજુર.

( કહી આગળ આવેછે. ) પણુ કાંઈ નહિ જોઇએ છીએ.

## ગાયન ૨૭ મું.

કંઇને મારીને ને કંઇને કાપી—એ રાહ.

**એને હરાવી રાજ્ય સ્થાપવી કરૂં રાજ્ય ત્યાં પેહેલો;**
**જઇ ભટકી બાળાને પકડી, લગન કરૂં હું વેહેલો,**

કપટ કરી મેં કામ કર્યું છે વખત મળ્યો છે સેહેલો-એને.
ત્યાં જઇતે સમજાવું સમજશે એ ઘેહેલો;
લડાઇ લડાવી કામ કઢાવી સાધુ જોગ હું પેહેલો—એને.

હવે બેડો પાર, પણ કાંઇ નહી જોઈએ છીએ.

( એમ કહી જાય છે અને પડદો ઉપડે છે )

---

## સ્થળ.

### ઉદયસિંહનો બંગલો.

ઉદયસિંહ કોચ ઉપર બેઠો છે.

**સીપાઇ**—માહારાજ બાદશાહનો સીપાઈ પ્રવેશ કરવા માગે છે.

**ઉદય**—આવવા દો.

**બા. સીપાઇ**—માહારાજ ચેહ બીડા ફતેહખાં બાદશાહને બીજવાયા હયે. લીજીએ હજુર.

( એમ કહી બીડો આપે છે )

**ઉદય**—લાવો ( લઈ વાંચે છે ) વાંચીને તુરત ફેંકી દે છે. ( બા. ના સીપાઇ તરફ જોઇને ) જાવ તમારા બાદશાહને કહેજો કે મધ્ય મેદાનમાં એકદમ લઢાઇ કરવા સજ થઇ આવો.

( આ સાંભળી બાદશાહનો સીપાઇ જાય છે. )

હાય લઢાઈની માગણી કબુલ રાખી છે, પુરતા માણસોની તજવીજ છે નહિ, ચંપકની ભારે હિમ્મત હતી તે દુર થઇ છે, પણ ફીકર નહિ, સર્વે સામંતોને હું જાતે કવાયત શીખવાડી તૈયાર કરીશ, પરંતુ મારો ક્ષત્રીનો ટેક નહિ મુકું નહિ મુકું તે નહિજ મુકું.

**પ્રીયવંતિ**—કેમ ભાઈ ઉદયસિંહ આજ કાંઈ ઉદાસ વધારે લાગો છો. કેમ કાંઇ વિચારમાં પડયા છો કે શું !

ઉદય—(સ્વગત ) અરે આ સ્વર મને મારી પ્રીયવંતી જેવો હર- વખત કેમ લાગે છે લાવ એક વખત પુછી ખાત્રીતો કરી જોઉં

પ્રીય—કેમ હજી શું વિચાર કર્યા કરો છો.

ઉદય—( સ્વગત ) (બરાબર નક્કી એજ હોવી જોઇએ, લાવ પુછું) હું સેહેજ વીચારમાં બેઠો છું, પરંતું આર્યબાળા હું તમોને પુછું તેનો ખરો ઉત્તર આપશો ? તમે મારાં ધર્મના બેહેન છો.

પ્રીય—( સ્વગત, ભોળો ભાઇ બીચારો મને બીલકુલ ભુલી ગયો છે પરંતુ હજી સુધી તેનામાં કાંઈ બીજું અપકૃત્ય નથી. માટે લાવ તેને હાજ કહેવા દે ) હા પુછો ઘણી ખુશીથી જવાબ દઇશ.

ઉદય—ત્યારે જુઓ એક તો તમારૂં અને તમારા પીતાનું અને તમારા દેશનું નામ અને તમારી ખરી જાત, કહો એ બરાબર બતાવશો ?

પ્રીય—નામ પ્રીયવંતી, દેશ મેવાડ અને બાપ કેદાર છે. અને વીશેષમાં જણાવવાનું એટલુંજ વધારે છે કે દેશવટે નીકળેલો આ મારા સામો ઉભેલો મારો ભાઇ ઉદય છે.

( એટલું કહે છે એટલે તેને ઊંચકી લે છે. )

ઉદય—બેહેન મને તારી બોલી સાંભળવાથીજ મનમાં ઘણો વખત થયાં સંશય રહ્યા હતો, બેહેન તને ચંપકીઓ કયાંથી લાવ્યો હતો અને શીરીતે બન્યું.

પ્રીય—ભાઇ ચંપકરાય મને પહાડ ઉપર મલ્યા હતા. મને તથા ભાભીને લઇ બારવટીઆઓ પાહાડ ઉપરથી ગગડાવી દેવાનો વીચાર ધારી પાહાડ ઉપર લઇ ગયા હતા, અને તેવામાં ત્યાં પાહાડ નીચે થોડા માણુસો આવી ગયા, તેના ભયથી તે બારવટીઆઓ અમને મુકી નાશી ગયા હતા, પછી અમને પાહાડ ઉપર ચંપકરાય ખોળ માટે આવેલા હતા તે મલ્યા.

ઉદય—( સ્વગત-હાં હવે મને બરાબર ખાત્રી થઈ, ચંપકીઆએજ આ સર્વ કામ કરેલું છે. ) બેહેન પ્રીયવંતી તને તે લોકો શી રીતે લાવ્યા.

પ્રીય—ભાઇ પીતાજીએ સ્વયંવર રચ્યો હતો. અને સ્વયંવરમાંથી ત્રણ બારવટીઆમાંના વેહળ નામના બારવટીઆએ સ્વયંવરનું કાર્ય પુરૂં કર્યું તેથી પીતાજીએ મને તે લોકોને સ્વાધીન કરી અને રાજા સમજી મેં તેમને વરમાળા આરોપી. તેથી તે લોકો લઈ ગયા હતા,

ઉદય—વારૂ બેહેન હવે મારે લશકરમાં જઇ લડાઇની કવાયત શીખવી લડાઇમાં જવા સજ થવું છે માટે હું જાઉં છું.

પ્રીય—વીરા લડાઈમાં જય મેળવો આ તમારી વાહાલી બેહેનની આશીશ છે.

ગાયન ૨૮ મું.

પંથી પરદેશી—એ રાહ.

વીરા કરજો જય જય બેહેની કહે છે ટેકથી,
સુરા ક્ષત્રી વિરલા મેળવો જય વિવેકથી.
સંગ્રામે સધારતાં. રાખો વિરા ધીર;
તનમાં ત્રીકમ રાખીને, પધારો શુરવીર.
સુંજ વિરા વેહેલા વળજો, આશીશ માહારી—વિરા.
પાણીના પડધા અને, માટી કેરા બેલ;
વિરલા તેવું જાણજો-ચઢો વીરથી વેલ;
કરો જય જય શુરવીર ક્ષત્રી કેરા ટેકથી— વિરા.

( કહી જાય છે પડદો ઉપડે છે. )

---

## સ્થળ.

### જંગલ.

( ઉદયના મોકલેલા બે સીપાઇ બાળા અને ચંપકને લઈ આવે છે )

૧ સીપાઇ—( સ્વગત હાય પરમેશ્વર બાળાના નાક કાંન કાપવાને મેધા સરદારે ના પાડી છે, ત્યારે વળી આ શુરવીર યોદ્ધાના માહારે શા માટે કાપવા જોઇએ. ને પરમેશ્વરના ગુનેગાર શું કામ જોઇએ લાવ ઘણું ચાલી ચાલીને થાક લાગ્યો છે માટે એક વખત નીચે બેશી ચલમ તો પીએ, શી ઉતાવળ છે.

( એમ કહી નીચે બેસે છે. )

ચંપક—ભાઇઓ અમારાં નાક કાંન કાપી લેશો ?

૨ જો સીપાઇ—કાપી નહિ લઇએ તો શું કરીશું, અહિં ચાલીને શું કામ આવ્યા છીએ. ( એટલું કહી મનમાં વીચાર કરે છે ) હાય પ્રભુ, આ બાહાદુર લડવઈયાને બેડોળ કરી નાંખવો, તે મને દુરસ્ત લાગતું નથી. અને તેમ કરવાને માહારા હાથ ઉપડવાના નથી. બસ હવે આટલે દુર આવ્યા છીએ, કોણ જાણનાર છે, ( એટલું કહી ૧ લા સીપાઇ તરફ જોઇને ) કયમ ભાઇ શી રીતે કરીશું.

૧ લો સીપાઈ—પુછી જુઓ એમની પાસે કાંઇ માલ હોય ને આપણને ઈનામમાં આપે તો મુકી દો છુટા.

૨ જો સીપાઇ—કેમ ભાઇ તમારી પાસે કાંઇ માલ છે હોયને જો અમને આપો તો અમો તમોને છુટા મુકી ચાલ્યા જઇએ.

બાળા—ભાઇ ચંપકરાય એક હાર આ સીપાઇઓને આપી રાજી કરો.

ચંપક—( વિચાર કરીને પોતાના ગળામાંથી ભારે હાર કાઢીને ) કેમ બેહેન આ હાર આપી દઉંછું, એક વખત આ દુઃખ

માથી તો છુટા થવા દો. પછી સઘળું જોઇ લેવાશે.
( એમ કહી સીપાઇને ખર. મોતીનો હાર આપે છે )
લો ભાઇઓ.

**બંનેસીપાઇ**—જાવ તમે તમારે તમારી મરજી ફાવે ત્યાં જાવ. પણ એ તરફ આવતા નહિ

**ચંપક**—સારૂં ભાઇ, એ બાજુ નહિં આવીએ.

( સીપાઇઓ જાય છે )

**બાળા**—ભાઇ ચંપકરાય, હવે આપણે શી રીતે જઇશું અને ક્યાં જઇશું, મને તો કાંઇ સમજણ પડતી નથી.

**ચંપક**—ભાભી મારો વીચાર તો એ છે કે—

**બાળા**—બોલોને શું વીચાર છે.

**ચંપક**—ભાભી તમે માહારાં ધર્મનાં બેહેન છો, અને હું તમારો ભાઈ છું, પરંતુ દુઃખના સબબે કરી હજારો વેશ ધારણ કરવા પડશે, માટે માફ કરજો.

**બાળા**—ભાઇ આપની મરજીમાં આવશે તેમ કરીશું, પરંતુ મને કહો તો ખરા શો વેશ છે ?

**ચંપક**—ત્યારે તમે સાંભળો. અહિથી આપણે નીકળી, તમે ગુણકાનો વેશ ધારણ કરો, અને હું તબલચીનો વેશ ધારણ કરૂં અને પછી એજ ઉદયસિંહ પાસે જવું અને દુષ્ટ મેધાને હર ઉપાયે કરી જુદો પાડવો, આપણુને સાચાને શું છે, કેવતમાં કહ્યુ છે કે 'સાચાને નલાગેઆંચ. માટે ભાભી આ ગરીબનું કહયું માની તેમ કરીશું તો સર્વ વાતે ફાવીશું અને વળી તેઓ આપણુને ઓળખશે પણ નહિ અને સર્વ સારૂં થશે.

**બાળા**—બહુ સારૂં ત્યારે ચાલો તેમ કરીએ,

**ગાયન ૨૯ મું.**

દુધ હ્યો દીલ રંગીરે—એ રાહ,

**ગુણકા બની હું જાઉરે (૨) છેતરૂં મુજે ભરથારરે (૨)**

× × × × × ×

**શાંણા સમજે મુલકથી, ગાંડા સમજે ધુળ.**
**પ્યારા સમજે પ્રીતથી, ના સમજે તો ભુલ—હાં ગુણકા**

ડાળા સમજી હેતથી, બાંધ્યો તો મેં પ્રેમ.
ભોળાને ભરમાવીને, શેથે કહાવ્યો વેહેમ—હાં ગુણકા.
વ્હાલા સાથે હેતથી, ચાલી શુદ્ધ શરીર.
તોપણ કાઢી વ્હેમથી, હું તે શું રાખું ધીર—હાં ગુણકા

× × × × ×

દુઃખ વેઠી સુખ માનીને, બેહેની પ્હેરો ચીર.
સાચું જઇ સમજાવીયે. પછી એ માનશે વિર—હાં ગુણકા.

ચંપક—બેહેન ગમે તે યુક્તી કરી ભોળા અને કાંત સોસરા ઉદયને બરાબર ખાત્રી કરાવી આપીએ. બેહેન તે વિના બીજો ઉપાય રહયો નથી.

બાળા—હા ભાઇ ચાલો. તે યુકતી મને બરાબર લાગે છે, ( એમ કહી જાય છે પડદો પડે છે)

---

# સ્થળ.

## રસ્તો.

( બાદશાહ અને બાદશાહના લશકરનું આવવું. )

બાદશાહ—અહ મેરે સુરા સરદારો, આજ હીલ્લાહીલ્લા કરકે ઉદયકે રાજપે ઘેરા ડાલ કે ટુટ પડો.

સર્વ સરદારો—જહાંપનાં લઢાઇમેં હમ બ્હોત તઇઆર હયે.
( એટલું કહેતામાં ચંપક અને બાળા ગુણકા અને તબલચી વેશે આવે છે )

ચંપક—( દુરથી ) શું આ મલેચ્છો ઉદયના રાજ્યપર ઘેરો ઘાલવાનું કહે છે ? ( બાળા તરફ જોઇને ) બાળા બેહેન આ લોકોને આબેહુબ ડોળ દેખાડી. ગુલતાન બનાવીને તેમની સાથે જઈ વાહાલા મીત્ર ઉદયનો બચાવ કરૂં નહિ તો યવન લોકો ફાવી જશે અને મિત્ર માર્યો જશે. માટે ચાલો.

બાળા—હા ભાઇ આપનું ધારવું બરાબર છે.

બાદશાહ—યહ મેરા બાહાદુર સરદારો તુમેરીપે હમારા બહોત અકીન હયે. તો બોત હુશીઆરીસે લડના.

ચંપક—ચાલો બાબી=

( એમ કહી ચંપક અને બાળા કપડાંની અંદર હથીયાર સહીત બાદશાહ પાસે આવી સલામ કરી બેસે છે) બાદશાહ સલામ હયે.

બાદશાહ—તુમ કોન હો ? ઔર કાંહાંકે રહેનેવાલેહો ! ઔર તુમ કાંહાંસી આતે હો ! ઔર કયા જાતહો ! ઔર યેહ ઔરત કોન હયે ?

ચંપક—જાંહાંપના હમારી સાથ હયે વો હમારી સાથ ગાનેવાલી ગુણકા હયે. ઔર હમ મુસલમાન હયે, હમ બોહોત દુર દેશસેં આતે હયે, ઔર હમારા દેશ પંજાબ હયે. ઔર હમારા ધંધા ગાને બજાનેકા હયે. જાંહાંપના ઇધર આપકું ખુશ કરનેકે બાસ્તે આયે હયે, ( સ્વગત હા હું તને જાણુંછું હું તને જમપુરીનો રસ્તો બતાવી હાલ વીદાય કરૂછું, યાદ રાખ. )

બાદશાહ—બ્હોત અચ્છા. કુચ્છ અચ્છી ચીજ હોને દો.

ચંપક—અચ્છા અન્નદાતાર જૈસા આપકા હુકમ.

બાળા—( નાચીને ગાય છે )

ગાયન ૩૦ મું.

જોગન બનીરે હું જોગન બની—એ રાહ.

ગુણકા બનીરે હું ગુણકા બની ( ૨ )
ક્ષત્રાંણી થઇને હું ગુણકા બની ( ૨ )
વ્હાલાને છળવા હું ગુણકા બની— ગુણકા.
તમે જાણો છો લઢવા તે જાણું સહી [ ૨ ]
નવ ફાવો જરા કે તે માનો સહી;
માનો સહીરે તમે માનો અહીં— ગુણકા.

બાદશાહ—સાહાબાશ, સાહાબાશ, બ્હોત અચ્છા નાચ કીયા હયે ( વજીર તરફ જોઇને ) વજીર ઉસકુ શાલા દોશાલા ઇનામ દો,

વજીર—જયસા આપકા હુકમ.

( એમ કહી શાલો ઇનામમાં આપે છે )

ચંપક—( શાલો લે છે ) ખુશ રહો અન્નદાતાર ( આડુ જોઇને ) આપકું નાખુશ કરૂંગા, ફીકર મત કરો. અબ થોડી દેર હયે, દીખા દેતાહું.

બાદશાહ—વજીર સરદારોંકું પઢાકરકે ચલો અબ દેર હોતી હયે.

વજીર—અચ્છા શાબ.

[ ગોર ફરતા ફરતા બોલે છે. ]

( કહી જાય છે. )

ગાયન ૩૧ મું.

( લઢાઇનો નવો રાગ )

શુરવીર સરદારો કાફરોને કાપી નાંખો,
સમશેર લઇ ઝાલો કાફરોને છેદી નાંખો;
છેદો છેદો કાફરોના શીર છેદો-
રણધીરો શુરવીરો ક્ષત્રીઓથી નવ ડરો.
ભરો હામ, કરો કાંમ, હુરથા ચલાવો કામ;
મારો મારો કાફરોને ઠાર મારો— શુર.

ચંપક—( આગળ આવીને ) હાય પાપીઓએ મારા ભાઇના રાજ્યપર ચઢાઈ કરી છે પણ ફીકર નહિ, પાપીઓનો પાછળથી તમાસો જોઈ ભાઈ નહિ ફાવેતો તેઓ પર તુટી પડી, હરાવી તેઓ પાસેથી લેખ લેખાવી લઇશ પણ હાય ! તે લોકો તો ગયા, હવે વખત કાઢવામાં સાર નથી. ( બાળા તરફ જોઇને ) બાળી હવે વાર કરીશું તો ગફલત ખાઇ જઈશું માટે એકદમ જઇએ તો ઠીક.

બાળા—હા ભાઈ ચાલો—

( એમ કહી બંને જાય છે. )

( મેઘો અને ગુણકા આવે છે. )

મેઘો—સ્યામકળા, તાલતો બરાબર બેસતો આવ્યો છે. બાદશાહ લઢાઇપર ચઢી ચુકયા છે હવે ઉદેપુરની ગાદી લેવાને જરા પણ વાર નથી, હવે ઉદયડાના શા ભાર છે, પ્રીયા

તું જરાપણ ગભરાઈશ નહિં. હવે તમારે રાણી થવાની થોડીવાર છે. પણ કાંઇ નહિ જોઇએ છીએ.

ગુણકા—હું શું કામ ગભરાઉં, આપ રાજા થયા એટલે હું તો જાણે રાણી થઇજ ચુકી પછી મારે શું ગભરાવવા જેવું છે પણ......તમે ફરી જાવ ત્યારે.

બેડો—તારા સમજે ફરી જાઉં તો, ( એમ કહી ગળે હાથ મુકે છે ) પ્રીયા જ્યાં જઇએ ત્યાં આપણે તો સાથેજ. પ્રીયા, કોઈ દીવસ મેં તારાથી જુદાઈ રાખી છે જા જા, ગાંડી મારો વિશ્વાસ નથી આવતો, આ ના વિશ્વાસ આવતો હોય તો લે વચન. ( એમ કહી હાથમાં તાળી આપે છે ) ચાલો હવે લડાઇની બાહાર જોવાની છે, વળી ત્યાં પાસે રહી ઉદયનું કાટલું જલદી કઢાવી નાંખીશું, એટલે વચમાંથી ધ્વંસ નીકળી જાસે, ને બાદશાહ પાસે માંગેલા વચન પ્રમાણે રાજ મળશે એટલે બેડો પાર, પ્રીયા તારે માટે આ જાન પણ કુરબાન છે. આ મહેનત ખાસ તારા માટેજ થાય છે, માટે પ્રીયા હવે જલદી જઇએ તો ઠીક.

ગુણકા—ચાલો ત્યારે—

( એમ કહી જાય છે, પડદો ઉપડે છે )

---

## સ્થળ.

### મધ્ય મેદાન.

( ઉદયના સર્વે સામંતો હથીઆર સહીત તૈયાર થઈ બેઠા છે. બાદશાહનું લશ્કર એકદમ આવે છે. તોપોના ભડાકા છુટે છે, ને એકદમ ઉદયના લશ્કરને ઘેરે છે, લડાઈ શરૂ થાય છે, ઉદયના લશ્કરના કેટલાક માણસો પડે છે, ને ઉદય છેવટે પકડાય છે અને બાદશાહની ફતેહ બોલે છે એટલે તબલચી વેશે નીકળેલો ચંપક એના એજ વેશે પોતાની પાસેથી તલવાર કાઢી બાદશાહના લશ્કર પર તુટી પડે છે. અને ઉદયને છોડાવે છે, બાદશાહ અને તેના

વજીરને પકડે છે, અને ઉદયસિંહની ફતેહ ફતેહ બોલે છે, ને બાદશાહ પાસેથી ચંપક સોનાના પત્રે હરદમ ઉદયના તાબે રહેવાનો લેખ લખાવી લેછે, પછી બાદશાહ અને તેનું લશ્કરનું ને વધેલું માણસ જાય છે. અને તબલચીનું શુર ચતુરાઇ અને બળ અને પોતાને જીતાવ્યો અને છોડાવ્યો તે બાહાદુરી જોઇ તેનો ઉપકાર માને છે. બાદ ખુશાલીમાં કંનચનીઓને બોલાવી નાચ કરાવે છે.

કાંચનીઓ— ગાયન ૩૨ મુ.

તોમતનનનનનનનતોમથોમથનનનનનનથોમ
છોમછનનનનનનનછોમદોમદનનનનનનદોમ
ધા,ધા,ધા,ધા, ધીડકીટ ધાધા ધીડકીટધીકીટ ધા,ધા,
તોમતનનનનનનનતોમતનનનનનનનતોમ
છોમછનનનનનનનછોમછનનનનનનનછોમ,
તાતાતાતાતાધા, તાતાતાતાતાધા, ધીડકીટ ધીડકીટ ધા,ધા,ધા,
તોમનનનનનનનતોમતનનનનનન
છોમછનનનનનનછોમછનનનનનન
છોમછનનનનનનનછોમ

બીજો સમાપ્ત.





# અંક ત્રીજો.

## સ્થળ.

### ઉદયનો ખાંનગી મેહેલ

ચંપક—રાજાધીરાજ હવે અમને જવાનો વખત થઈ ગયો છે અમારે ઘણા દુર દેશ જવું છે માટે અમને રજા આપો અને બાદશાહે લેખ લખી આપ્યો છે. તેવો લેખ તમે પણ લખી આપો, અને સુખેથી રાજ્ય કરો, ઝટ કરો અમારે જવું છે.

ઉદય—કબુલ લેખતો લખી આપું પરંતુ લેખ લખી આપતાં પેહેલાં આપ કોણ છો અને શાં કારણથી મદદે આવ્યા તે જણાવો.

ચંપક—મદદે આવ્યા તે કારણ તો એજ કે આપની હાર જોઈને અને મને એવી પ્રતીક્ષા છે કે જે તરફની હાર થાય તે તરફનો થઈ જીત પામેલાની સાથે લઢું, વળી અમો ગાવા બજાવવા વાળા ગવૈયા છીએ.

ઉદય—( સ્વગત અરે આ શુરવીર કાંઇ તબલચી નોહોય તે તો કોઈ લડવૈયો લાગે છે, લડવૈયો નાહોયતો બાદશાહને જીતી લેખ લખાવે નહિ, અને મારી પાસે લેખ લખાવવાની હિંમત ચાલેજ નહિ, માટે આને લેખ લખી આપવોજ પડશે, અને આનાકાની બીલકુલ ચાલશેજ નહિં નહિતો મારી સાથે લઢાઇ કરી મને હરાવશે,

મારા કરતાં લડાઈમાં હથીયાર વીગેરે પકડવામાં સર્વે વાતે પ્રવીણ છે, માટે લખી આપવો તેજ બરાબર છે) કેમ ગવૈયાજી કહો આપને શું લખાવવું છે.

મેઘો—માહારાજ આને નોકરીમાંજ રાખી લ્યોને, બીચારો ગરીબ છે તે ઝટ કબુલ કરશે. ( આડુ જોઇને એ નોકરીમાં રહે, એટલે જો તારી વલે. ) પણ કાંઈ નહી જોઇએ છીએ.

ઉદય—પુછી જુઓ ત્યારે રહેવાને કબુલ થાય છે.

મેઘો—કેમ ગવૈયાજી નોકરીમાં રહેશો અને આપ પગાર શું લેશો.

ચંપક—અમે કોઇની તાબેદારી કરતાજ નથી, અને અમે નોકરીમાં રહેવાના નથી અને અમે નોકરી કોઇની કરતા જનથી.

મેઘો—માહારાજ સાંભળ્યું તે તો ઘણા ચઢાઉ માણસ છે એ તાબેદારી નહિં કરે માટે જવાદો, અને લેખ લખી આપો.

ચંપક—હા હજી હમારે ઘણું દૂર જવું છે, માટે ઝટ કરો. વખત જાય છે.

ઉદય—( ખડીઓ કલમ ને કાગળ લઇને ) કહો ગવૈયાજી શું લખું

ચંપક—( લખો ) તમારો તાબેદાર છું, બાદશાહ સાથે મારી વતી તમે લઢી મને છોડાવી રાજ્ય અપાવ્યું છે તેથી જન્મ સુધી હું તમારા દબાણમાં છું.

ઉદય—બસ એથી વધારે લખવું નથી.

ચંપક—ના બસ એજ લાવો.

( કહી લેખ લખે છે. )

ઉદય—ત્યારે કાંઇ ઇનામની ખાતર તો કાંઇ લેતા જાવ.

ચંપક—( સ્વગત આ ઇનામની વાત ઠીક કહી છે. વળી આ એક પુરાવા ઉપર વળી બીજો ) રાજા તમે મને શું ઇનામ આપશો, મારે તમારી પાસેથી વધારે ઇનામ નથી જોઇતું, પરંતુ આપ મને હરદમ યાદ આવો અને હું

પણ આપનેહરદમ યાદ આવું એવી ચીજ આપો,

ઉદય—( આ કાંઇ વધારે ઈનામ માગે છે માટે ) મેઘાજી તરફ જો-
ઇને ) મેઘાજી એક લાખ રૂપીઆના જવાહીરના દાગીના
લાવી આપો.

( એટલે કહેછે એટલે મેઘો આપવા જાયછે. )

ચંપક—મને આ ઈનામ જોઈતું નથી, પરંતુ હું માગું તે આપશો!

ઉદય—હા, ઘણી ખુશીથી માગો, કેમ નહિં આપું.

ચંપક—ત્યારે આપો તમારે હાથે માદલીયું બાંધ્યું છે તે?

ઉદય—હાય આ માદળીઆની આને શી ખબર, માદલીયું આપું તો
બાર વાગી જાય. માદળીયું કાંઈ મીલકતવાળું નથી પ-
રંતુ આ માણસ બાહારનો નોહોય, પરંતુ અંદરનો લાગે
છે. ( વીચાર કરેછે) કોણ હશે! આ કોણ હશે!

ચંપક—કેમ ઈનામ આપવાની સત્તા નથી. વિચાર શું કરોછો? આ-
પવું હોય તો આપી દો નહિં તો નાજ કહો.

ઉદય—આપું પરંતુ આ હલકા માદળીઆને આપ શું કરશો? તે
આપને શું કામમાં આવશે? આતો હલકું છે માટે
કાંઈ ભારે ઇનામ માગો કે જેથી તમારૂં દારદળેજ ની-
કળી જાય.

ચંપક—આપવું હોય તો એજ આપો નહિ તો ના કહી દો કે આશા
ધરાવ્યા વિના પાછો ચાલ્યો જાઉં.

ઉદય—( સ્વગત ના આપું તો મારા મુખે બોલેલા વચનને ડાઘ
લાગે અને દુનીઆમાં અપકીરતી થાય. માટે જેમ થ-
નાર હશે તેમ થશે, માટે આપવા દે, કાંઇ ફીકર નહિ)
ગવૈયાજી લ્યો.

( કહી આપે છે ચંપક લે છે )

ચંપક—લાવો હજુર. [ લઇને આગળ આવીને ઠીક થયું પણ હવે
મારે આ મેઘાને પુરેપુરો બનાવી. તેની બરાબર ખબર
લેવી જોઇએ. મેઘલાને તેના કરેલાં ફળ બરાબર ચખા-
ડવાં પડશે, માટે [ બાળા તરફ જોઇને ) બેહેન બાળા
બેહેન હવે આ વેશ મને વધારે વાર રાખવો યોગ્ય

લાગતો નથી માટે હવે આપણે આબેહુબ ઝવેરી બની સર્વે ચરચા જોવી. અને બનતા ઉપાયે ઉદયને હરકત આવવા દેવી નહિં માટે સત્વર જઇ વેશ બદલી નાંખીએ તો સારૂં.

**બાળા**—હા દીયરજી તે બરાબર છે. તે માહારી ધ્યાંનમાં બરાબર આવે છે.

**બાળા અને ચંપક**— ગાયન ૩૩ મું.

મુજ ચતુર દીયરજી પ્યારારે—એ રાહ.

મુજ ચતુર દીયરજી વ્હાલારે વેહેલા સીધારો.
મુજ પતી ઉગારો વિરારે સાથે પધારો—
વેશ બદલી જઇએ તો જો થાય પાંશરૂં કામ;
નહિં તો મેધો ભરમાવીને કાઢે તેહનું નામરે—મુજ
સત્ય ભાખું ભાભી વહાલારે વેહેલાં પધારો.
વ્હાલાં ભાભીજી ભાખુ તમને સુખેથી આ વાંણ;
મ્હોટા ઝવેરી બની ઠનીને બચાવું વીરો જાણરે-સત્ય.
મુજ ચતુર દીયરજી વ્હાલારે વેહેલા સીધારો.
મુજ વીરા સત્વરથી જઇને સત્ય કરોને સાર.
જોગ સાધીને જો જઇએ તો ઉગરે મુજ ભરથારરે-મુજ.

**ચંપક**—ચાલો ભાભી

**બાળા**—ચાલો— ( કહી બંને જાય છે. )

**મેઘો**—અનંદાતાર માહારે જરા બીજા કામો માટે બાહાર જવું છે. મહારાજ આજ્ઞા આપો તો જાઉં.

**ઉદય**—જાવ. ( સીપાઈ તરફ જોઇને ) સીપાઈ વાહાલા માહારાજને બોલાવો ?

( બ્રાહ્મણ આવે છે, મેઘો જાય છે )

**સીપાઇ**—જી સાહેબ,

**બ્રાહ્મણ**--કહો અંનદાતાર શેવકને શી આજ્ઞા છે.

**ઉદય**—વાહાલા માહારા પીતાજીના રાજ્યમાં જવું છે ને તપાસ કરવી છે, માટે માહારી સાથે ચાલો—

**બ્રાહ્મણ**—જેવી બાપુની આજ્ઞા. પધારો સાહેબ—

( કહી બ્રાહ્મણ અને ઉદય બન્ને જાય છે અને પડદો પડે છે )

. . . . . .

## સ્થળ.

### રસ્તો.

( ઝવેરીનો વેશ પેહેરી ચંપક અને બાળાનું આવવું, અને સામી બાજુથી મેઘાનું આવવું અને ચંપક અને મેઘાનું અથડાવું. )

ચંપક—મેહેરબાન જરા જોઇને ચાલોને ( સ્વગત લાગ્ય લાગતો ઠીક આવ્યો છે આને ગમેતેમ ઉંધું ચતુ સમજાવી લખાવી લઉં ) ભાઇ તમે આ ગામમાં રહો છો ?

મેઘો—જી હા, આજ ગામમાં રહું છું.

ચંપક—ત્યારે એક હમારૂં કામ આપ નાકરો ?

મેઘો—કહો તે શું કામ છે, ને આપ કોણ છો ?

ચંપક—કામ તો ઘણું છે કહો તમારાથી થશે ? હું ઝવેરી છું.

મેઘો—ત્યારે કહી નાંખોને શું છે. પણ કાંઈ નહિ જોઇએ છીએ.

ચંપક—કામ તો એ છે કે પેલા ઉદયડા રાજાએ મારો બે લાખ રૂપીઆનો ઝવેરાતનો માલ લીધો છે છતાં માલ પણ આપતો નથી અને તેની કીંમત પણ આપતો નથી. અને ઉલટી આ મારી કેડો ભાગી નાંખી છે. ભાઈશાબ જો મને તે અપાવશો તો તમને રાજી કરીશ.

મેઘો—રૂપીઆ લેવા છે કે તમારે તેને મારવો છે.

ચંપક—મારે તો બેએ વાનાં કરવાં છે, રૂપીઆએ લેવા છે અને મારવો પણ છે.

મેઘો—જુઓ ભાઇ મારાથી તેમને થોડો ઘણો મરાશે નહિ પરંતુ તમે જો કહેતા હોતો તમારી ખાતર તેને ઠેર મારૂં અને તમારા રૂપીઆ અપાવું.

ચંપક—હા ભાઇશાબ જો મારી નાંખો તો માહારે તે રૂપીઆ તમને બારોબાર આપી દેવા પણ મને મારૂ વેર વાળી આપો તો સારૂ, પરંતુ તમે ત્યાં શી રીતે જશો ને શી રીતે મારશો ?

મેઘો—જુઓ હું ત્યાં નોકર છું માટે તમે ત્યાં ઉગરાણી આવજો. ને હું માતાનો પરસાદ છે એમ કહી બરણીમા ઝેર

નાંખી ત્યાં લઇ આવીશ, અને તમારા રૂપીઆનો તોડ કરી આપી, પાછળથી તેને પરસાદ છે તેમ કહી એના હાથમાં ખરરી મુકીશ અને તે ખાશે એટલે સલેટ થઇ જશે ને તમારૂ વેર વરશે, કહો મારૂ ધારવું બરાબર છેને,

ચંપક—પણ ઝેર કયાંથી લાવવું, અને અમને પરદેશમાં કયાંથી મળે.

મંઘો—( સ્વગતઆ મારે ઠીક તાલ બેસ્તો આવ્યો છે, આ કામમાં તો ફતેથી જય પામીશું. કારણ આ ઝવેરીની મદદ મને સારી છે એટલે ઠીક પડશે. ) અરે શાહેબ હું તેના તાબામાં લડાઇના શીપાઇઓપર સરદાર છું, મને વળી ઝેરની શી ખોટ પડે તેવી છે, રાજ્યમાં હું જે ધારૂં તે કરૂં છું. અરે મેંતો કરવામાં કાંઇ બાકી રાખી નથી, મેંતો તેની રાણીને અને એક તેનો દોસતદાર ચંપક નામનો પ્રધાન હતો, તેને બંનેને ઉદયને ખોટું સમજાવી, વીંટીઓ અદલબદલ કરાવી દેશપાર નાક કાન કપાવી કઢાવી મુકયા છે, વળી હું ફતેખાં બાદશાહને તેનાપર ચઢાઇ કરાવી લાવ્યો હતો, પણ એક રસ્તે જનાર કોઈ તમારા જેવા તબલચીએ તેને બચાવ્યો, નહિ તો પુરો થઇ જવાનો હતો, પણ વળી બચી ગયો છે, પરંતુ આમો તો જરૂર નહિ બચે, જુઓ તો ખરા મારી ચાલાકી, અરે ભાઈશાબ મેં ઘણી યુક્તી કરી હતી, પરંતુ હું તેનું રાજ લેવાના કામમાં અને તેને મારવાના કામમાં ફાવ્યો નહિ. પરંતુ આ વીચારમાં તો બેડો પાર થઈ જશે.

ગુણકા—વીંટી બદલનાર હું પોતેજ છું. મેં ના બદલી હોત તો કાંઇ થવાનું નહોતું.

ચંપક—( સ્વગત હાય કળુસતો કરે છે, મુરખાએ મને હજી ઓળખ્યો નથી. અને લાલચનો માર્યો લખી આપશે. વળી જાતે ઘાંયજા ભાઇ છે. ને વળી લાલચુ છે એટલે લખાવી લેવામાં તો વાંધો નહિ જ આવે. માટે લાવ

કહું તો ખરો ) ત્યારે બાઇ એ કામ આપણે કરીએ ખરા, પરંતુ હમે પરદેશી રહ્યા અને આપ અમને ફ-સાવી મારો, ત્યારે અમારો પરદેશમાં કોણ બેલી. માટે જો આપને તે કાર્ય કરવું હોય તો મને બે આંકડા લખી આપો એટલે અમારા મનમાંથી વેહેમ જાય. આપની ધ્યાનમાં આવે તો તે રૂપીઆ ગમે તો આપ લઈ જજો. પરંતુ બે આકડા લખી આપો તો સારૂં

**મેઘો**—( સ્વગત ) સ્યામકળા લખી આપવામાં શું વાંધો છે અહીં કોણુ જોવા બેઠું છે આ લોકોની હીંમતથી આ-પણું કામ થઇ જશે.

**મેઘો**—ત્યારે લખી આપો, શું હરકત છે.

**મેઘો**—બોલો બાઇ શું લખવું છે, પણ કાંઇ નહીં જોઇએ છીએ.

**ચંપક**—લખો.

**મેઘો**—ચંપક અને બાળાની વીંટી અમે બદલી હતી, બાળા અને ચંપકને દેશપાર પણ અમેજ કરાવ્યા હતા અને ઉદ-યસિંહ ઉપર ફતેહખાને પણ હુંજ ચડાવી લાવ્યો હતો અને ઝેર પણ લાવવું અમારા માથે છે અને પરસાદનું નામ દઇ ઉદયને ઝેર ખવરાવવું પણ અમારેજ માથે છે, અને ઉદયને ઝેર ખવરાવવાના કામમાં મહેનત બ-બદલ ફકત તમારી પાસેથી અમારે ઉદય પાસે તમારા બે લાખ રૂપીઆના ઝવેરાતના દાગીના છે તેના રૂપી-આ મારે લેવાના છે.

લખી મેઘો અને ગુણીકા બંને જણા સહી કરે છે. )

**ચંપક**—કાગળ લાવો.

( એમ કહી લખેલો કાગળ લે છે. )

( સ્વગત હવે જો તારી મઝા શી થાય છે. ) મેઘાજી જઇશું, હવે કાલે આ ઠેકાણે આ વખતે આવીશ.

**મેઘો**—હા જરૂર આવજો.

**ગાયન ૩૪ મું.**

આવશે પ્યારી આવશે પ્યારી—એ રાહ.

**કાટલું કાઢું કાટલું કાઢું કાટલું રે,**
**ઓહોહોહો મારે આનંદ વાધ્યો પ્રેમથી અતિઘણોરે—**

શાંડો નચાવું કે દારૂ ઉડાવું શ્યાંમાનું મનશે માનશેરે—
અત્તરો લાવું કે ફુલો મંગાવું રસીલીને શું ફાવશેરે—
કેશર લાવું કે બરાશ લાવું મારી રાણીને શું ભાવશેરે-
રાણી બનાવું કે શાંણી બનાવું હે વાહાલીતું શાથીરાચશેરે

( બાળા અને ચંપક જાય છે. )

ગુણકા—પ્રાણનાથ આપની મને પુરી ખાત્રી છે, આપના વાકયો બરાબર છે. આપનું કહેવું સત્ય છે.

મેઘા—પ્રીયા તારે માટે આ પ્રાંણ પણ ત્યાગ કરવાને તૈયાર છું. પ્રીયા તું ખાત્રીથી સમજ કે રાજ તો આપણનેજ મળી ચુકયું, પ્રીયા આજથી તું માહારી પટરાણી છે.

ગુણકા—પણ આપ તો પાછા બાળાને શોધી કાઢી વરવાના છોને ?

મેઘા—તે તો તારી દાસી થઇ રહેશે, પછી કેમ બોલ. પણ કાંઈ નહી જોઇએ છે.

ગુણકા—પ્રાણનાથ આપ ખરૂં કહો છો? આપો વચન

મેઘા—લે વચન. ( એમ કહી તાળી આપે છે ) પરંતુ પ્રીયા વખત ઘણો થઇ ગયો છે, માટે ચાલો, પણ કાંઇ નહિ જોઇએ છે.

(બંને જાય છે પડદો ઉપડે છે)

---

## સ્થળ.

### કેદારસિંહની કચેરી.

( કેદારસીંહ અને પ્રધાન આવી બેસે છે, કચેરી ભરાય છે ઉદય અને બ્રાહ્મણ ચુપકી રીતે બાજુપર ઉભા રહી ચરચા જુએ છે અને રાજના ચાર પાંચ માણસો ઉદયસીંહના રાજની ખબર અને સ્વયંવરની કન્યાની હકીકત કહેવા આવે છે. )

૧ લો વાણીયો—અન્નદાતાર આપના દીકરા ઉદયસિંહ મોટી રાજ્યધાની ભોગવે છે અને એ તો મોટા રાજા થઇ ગયા છે ને તેમની કીરતી જગમાં બરાબર જામી છે. અન્નદાતાર કર્મમાં હોય તો શું ના મળે, સર્વ મળે.

**૨ જો વાણીઓ**—હા માહારાજ બરાબર છે એ ખરૂં છે વળી માહારાજ સ્વયંવરમાંથી જે કન્યાને આપે વરાવી છે તે તો બાપજી બારવટીઆઓ છે, અમે તો સાહેબ ઉડતી વાત સાંભળી છે તેથી અમે આપને કહીએ છીએ, અન્નદાતાર કરમમાં લખ્યું હોય છે તે કોણ મીથ્યા કરેછે.

**બધા વાણીઆ**—હા મહારાજ એ વાત તો બરાબરછે, અમોએ નજરો નજર સાંભળી છે,

**ઉદય**--( સ્વગત ) મહારાજ જોયું અહિ સુધી વાત આવી પોંચી છે. અને વળી પેલો વાણીઓ એમ બોલ્યો કે, કન્યાને સ્વયંવરમાંથી બારવટીઆઓ લઇ ગયા છે તે કન્યા કોણ હશે, તે કન્યા તો બીજી કોઈ નહિં, પ્રીયવંતીજ, હાય ! ચંપકે તો માહારી આબરૂ બંને તરફથી લીધી. માહારી બેહેન અને માહારી રાણી બંનેને ઉપાડયાં ! હાય ! એ કયારે મળે ને કયારે એને કાપી નાંખું, હાય ! તેણે પ્રપંચ રચવામાં કાંઇ ખામી પકડી પાડું છું ને પુરી સજા કરૂં.

**બ્રાહ્મણ**—( સ્વગત ) માહારાજ ધીરજ રાખો. જે વાતની આપણે તપાસ કરવા આવ્યા છીએ, તેની તો તપાસ કરો. પછી તે આપ કરજો, પરંતુ અહિંનો તમામ બનાવ જુઓ. પછી સર્વ સારૂં થશે.

**કેદાર**—ઓહો ઉદય આટલો બધો કીરતીવાન થયો છે, તેણે આટલી કીરતી મેળવી છે. વાહ ધન્ય છે. ઉદયસીંહ ! તાહારા કહેવા પ્રમાણે કર્મ છે એ ખરૂં છે કર્મમાં હતું તો રાજ્ય અને દોલત સર્વ મળ્યું, પરંતુ પ્રધાનજી મેં પૈસાનો ખોટો અભિમાન રાખી માહારા વાહાલા ઉદયને દુર કર્યો. હાય પ્રધાનજી હવે મારે તેને શી યુકતી કરી મળવું અને તેને શાંન્ત કરવો. તેણે તો કર્મ કબુલ કરાવવા કાગળ પણ મારાપર મોકલ્યો છે. મેં તેને એક માસમાં જવાબ માટે કાહાવવાનું કાહા·

વ્યું છે, પરંતુ પ્રધાનજી હવે તેને શી યુકતીથી મળવું,

પ્રધાંન—અન્નદાતાર, ગમે તે યુક્તી શોધી કાઢી ઉદયને મળીશું ગભરાશો નહિ, ઉદયસિંહ સમજુ છે તે કાંઇ મુર્ખ નથી, તે સઘળું સમજે છે, પરંતુ પ્રીયવંતી બેહેનની ખબર કાઢવાને હાલને હાલ જવું જોઇએ, કારણ તે બીચારી તે બારવટીઆઓના હાથમાં હશે અને મુંઝાતી હશે, માટે તેમની શોધમાં જઈ આવ્યા પછી ઉદયસિંહ પાસે જઈશું,

કેદાર—હા પ્રધાંનજી તે બરાબર છે પણ તે કયાં મળશે,

ધાપ્રન—માહારાજ હજારો જંગલો ફરી ગમે ત્યાંથી પત્તો મેળવીશું—

ઉદય—માહારાજ, ઠેકાણે તો બરાબર આવ્યા છે, બેહેન આપણી પાસેજ છે, આટલી હકીકત આપણે જાણી છે, માટે હવે અહિંથી ચાલ્યા જવું એ ઠીક છે, માટે એકદમ જઈએ તો ઠીક,

બ્રાહ્મણ—ત્યારે અન્નદાતાર હાલેજ કહી નાંખોને એટલે શોધવા જતાં અચકે.

ઉદય—બહુ સારૂ બેશી રહો, તમારે વચમાં બોલાવાની શી જરૂર છે. જો કહેવું હોય તો છુપો વેશ લઇ શું કામ આવેત, ઉઘાડા ના આવેત ? એક વખત તેઓને શોધમાં જવા દો, પછી હું તમોને અહિં મોકલીશ, એટલે તમે તેમને બોલાવી લાવજો. કેમ બરાબરને.

બ્રાહ્મણ—જેવી બાપુની મરજી, અમારે નોકરને શું છે, ચાલો પાછા જઇએ,

ઉદય—ચાલો—

( એમ કહી બંને પાછા જાય છે )

કેદાર—પ્રધાંનજી શોધમાં જવો સારૂ બે સીપાઈઓ તૈયાર કરો !

પ્રધાંન—બહુ સારૂં અંનદાતાર.

કદાર— ગાયન ૩૫ મું.

હતો માને પેટ—એ રાહ.

**કરી છે મેં હાથે જક કરી જુઠી મત ભરી;**
**વધી છે તે સાથે ચીન્તા અતીશય મનમાં ખરી.**

**સજ થઇ મેં સર્વ જાણ્યું પણ ન ફાવ્યો વૃદ્ધ ઠરી.**
**મત કરી મેં સર્વ ખોયું, સાચને અળગો કરી**
**પૈસો ખોટો કર્મ સાચું એ ઠર્યું મનમાં ખરૂં**
**મમત બાંધિ મન મુકયું જાતેથી જલદી મરૂં.**

માહારા વહાલા પ્રધાંનજી બીજી વાતો બાજુપર મુકી વાહાલી પ્રીયવંતીને શોધવા સત્વર તૈયારી કરો.

**પ્રધાંન**—હા બાપુ, ચાલો સીપાઇઓ પણ તૈયાર છે ને હુ પણ તૈયાર છું.

( એમ કહી બે સીપાઇઓ સાથે કેદાર અને પ્રધાન પ્રીયવંતીની શોધે નીકળે છે.

---

સ્થળ.

રસ્તો.

( મઘો અને ગુણુકા આવી બેસે છે. )

**મેઘો**—વાહાલી, પેલા ઝવેરી હજી સુધી કેમ નહિં આવ્યા હોય ?

**ગુણુકા**—પ્રાણનાથ આવતા હશે. હજુ વખત થાય છે, માટે થોડી વાર રાહ જોઈ બેશો એટલે આવશે.

**મેઘો**--સ્યામકળા કોઈ ઝવેરીના જેવાજ આવતા જણાય છે. મારી નજરે પડયા છે. હજી જરા દુર છે, સ્યાંમકળા આ ઉદય ઠાર થયો એટલે રાજ તો જાણે હું લેવાનોને. એટલે તું રાણી તો જરૂર બનવાની, સ્યામકળા તું રાણી બનીશને વળી બાળા જેવી તારા તેહેનાતનાં રહેશે, એ. ટલે તારી તો સાહાયબીનો તો કાંઇ પારેજ નહિં રહે. વાનો, પછી તો તું ઓઝલમાં રહીશ ને બાળા જેવી તો તારી તેહેનાતમાં હજારો દાશીઓ રેહેશે પણ...... સ્યાંમ તું તે વખતે દાસીઓ ઉપર હુકમ શી રીતે બજાવીશ અને તું કેવી રીતે ચાલીશ જોઉં રાણીની તને ચાલ ચાલતાં આવડે છે,

ગુણુકા—મારી ચાલનું શું પુછવું છે, મને ગુણકાને વળી ચાલમાં ખાંમી આવે કે ( એમ કરી ચાલ બતાવે છે ) ને દાશીયો ઉપર હુકમ એવો બજાવીશ કે દાશી પાન લાવ, સોપારી લાવ, અતર લાવ. મોગરો લાવ, ચંએલી લાવ અને ચંપીનની બોતલ લાવ. એમ હુકમ કરીશ એટલે દાશીઓ તુરત લાવી રજુ કરશે અને બાળા પાસે તો હું પગ ચંપાવીશ.

મેઘો—વાહ વાહ શાબાશ છે, ધન્ય છે, સ્યાંમ તારી ચાલાકી અને ડાહાપણ જોઈ મને તો કંઇ કંઇ થઇ જાય છે, સ્યાંમ તું ઘણી હુંશીઆર છે.

ગુણુકા—પણ વાહાલા તે સર્વ ખરૂં, પરંતુ આપની મેહેરબાની હોય તો તે સર્વ થાય ને !

મેઘો—અરે વાહાલી એ શું બોલી, તારાથી મારે શું વધારે છે, માહારે તારાથી આ દુનીઆપર કાંઇ પણ વધારે નથી ને મેં કાંઇ પણ વધારે ગણ્યું પણ નથી અને ગણુવાવાનો પણ નથી, પ્રીયા તું તારા દીલમાં જરા પણ એ વાત રાખીશ નહિ સંકોચાઇશ નહિ, આ તાહારો વાહાલો મેઘો તને પ્રાણુ આપવા તૈયાર છે, પણ...... સ્યાંમ હવે એ આવી પોહોંચ્યા છે, બરાબર તૈયાર રહો—

( એમ કહી બંને નીચે બેસે છે, )
( ચંપક અને બાળા આવે છે )

ચંપક—કેમ મેઘાજી ક્યારના આવ્યા છે ને કેટલી વાર થઇ બેઠા છો?

મેઘો—જી કાંઇ નહિં થોડીવાર થઇ આવ્યો છું, પધારો મેહેરબાન ( એમ કહી ખસી જઇ એમને બેસાડે છે. ) પણ આ દાબડામાં શું છે ઝવેરાત છે ?

ચપક—હા ઝવેરાત છે ( સ્વગત દગલબાજ કેવો લુચ્ચો છે પણ ફીકર નહિ હવે જમપુરીમાં તેઓને જવાને થોડીજ વાર છે )

**મેઘો**—આપ મને બતાવો તો થોડું ઘણું ખરીદ કરીએ. પણ કાંઈ નહિ જોઇએ છીએ.

**ચંપક**—તમે લેશો, તમારાથી લેવાશે ? લ્યો બતાવું છું જુઓ ( કહી દાબડો ખોલી બતાવે છે ) જુઓ આ હીરા છે, જુઓ આ પંન્ના છે. જુઓ આ પોંખરાજ છે, જુઓ આ કણીયો છે. જુઓ આ મોતી છે. જુઓ લીલમ છે, જુઓ આ મણીયો છે, એ સર્વે એક એક નંગ એક એક લાખ રૂપીઆનાં છે, બોલો તમારાથી ખરીદાશે. કહો શું આપું.

**મેઘો**—( આડું જોઇને ) ઓય મારો બેટો ઝવેરી તો ભારે જણાય છે, ઉદયનું કાટલું કાઢતી વખતે આનું પણ જોડે કાઢીજ નાંખવું અને એને પણ ઝેરવાળી બરફી આપવી, કેમ સ્યાંમકળા.

**ગુણકા**—હા સ્વામીનાથ બરાબર છે.

**ચંપક**—કેમ વીચારમાં પડ્યા, ના ખરીદવા હોય તો ના કહો કાંઈ ફીકર નહિ. તમને કહું છે તે કામ કરશો કે નહિ.

( સ્વગત મારો બેટો મારૂં પણ કાટલું કાઢવું ધારે છે, પણ બચ્યા યાદ રાખજે, કોનું કાટલું નીકળે છે જોજે)

**મેઘો**—આહા એ કામ તો જરૂર કરીશ. એ કામમાં છે શું એતો મારે એક ચપટી વારનુ છે, એક માંખ મસળું એટલી વારનુ છે.

**ચંપક**—ત્યારે હવે તમે ઉદયસિંહના બંગલે જાવ. પાછળથી હું આવું છું, અને આવી તમારા દેખતાં માગણી કરીશ. પછી તમે તેમને પરસાદનું નામ દઈ ઝેર આપજો.

**મેઘો**—હા જાઉછું, જલદી પધારજો.

( એમ કહી સ્યાંમ અને મેઘો જાય છે. )

**ચંપક**—મારો બેટો તાલબાજ કયાં કયાં વીચાર ધારી રહયો છે, મારૂં પણ કાટલું કાઢવું ધારી તૈયાર થઇ રહયો છે, પણ કાંઈ નહિ. હું ઉદય પાસે તેના કરતાં પેહેલો જઇ સમજાવી વાકેફ કરીશ, એટલે મુરખાને તેના પાપમાં ફળ મળશે, બાળા બેન હવે આપણે ગફલતમાં રહેવું.

સારૂં નથી, કારણ કદાચ મેઘલો જઈ ઝેર આપી દેશે તો પાછળથી આપણો ઉપાય નહિં ચાલે, માટે એકદમ ત્યાં જવું વધારે સારૂં છે, કારણ હજુ જંગલ ઓળંગી જવાનું છે માટે સત્વર જઈએ તો ઠીક.

બાળા—ભાઈ આ કામ તો સત્વર જઈ કરો, નહિ તો માહારા પ્રાણ આધારના પાપીઓ ભોગ મેળવી દેશે.

ગાયન ૩૬ મું.

કરે અભીમાન જે હેવાન—એ રાહ.

કરો મુજ ભ્રાત જઇ તતકાર બચાવોને,
કરે પાપીએ કુડ કામ હે મુજ ભ્રાત બાળોને
મળો જઇ તંન વધારો પ્રસન્ન કે સાચો સમંધ
પહોંચો જઇ છેક બતાવોને લેખ ચોખ્ખો વિવેક
મુરખ મનમાં છકી રહો, રાજ લેવાને કાજ;
ઠાર કરે મુજ પ્રાણને તો, કરે સુખેથી રાજ.
બચાવો વીર સધારો ધિર ધારીને;
જઇને છેક બતાવો લેખ, તો જાણેક વિવેક-
ધીરજ રાખો મનવિશે, સરવે જાણું બેહેન;
જઇ જગાડું ઉંઘતો, પછી માનશે વેણ.

ચંપક—બેહેન માહારો વિચાર તેના કરતાં પહેલાં જવું. એમ કયારનો ધાર્યો છે તમારે મને વધારે કહેવું પડે તેમ નથી, માહારે માહારા મિત્ર ભાઇને બચાવવો એ મારો ધર્મ છે. માટે બેહેન વિલંબ નહિ કરતાં જલદી ચાલો.

બાળા—ચાલો ભાઇ ?

(બંનેનું ઉદયના બંગલે જવું. પડદો ઉપડવો.)

---

સ્થળ.

જંગલ.

( કેદાર અને પ્રધાનનું આવવું. )

કેદાર—પ્રધાનજી ઘણાં જંગલો ફરી વળ્યો, પરંતુ પ્રીયવંતીનો બીલકુલ પત્તો ના મળ્યો, હાય શું કરીશું. હવે અ-

હિંથી ઉદયનું રાજ્ય જરા પાસેજ છે. તે આપણને અહિં આવ્યા જાણશે તો બાર વગાડશે.

**પ્રધાન**—હવે તો છેવટે નીરાશ બની પાછા જવું પડશે. પતો મેળવવો મુશકીલ છે.

( એટલી વાત કરે છે એટલામાં ચંપક અને બાળા આવેછે )

**ચંપક**—બાળા બેહેન આ ઓળખ્યા. કોણ છે જુઓ.

**બાળા**—ના મેં તેમને નહિં ઓળખ્યા તે કોણ છે ?

**ચંપક**—તે આપણા બંનેના પીતાજીઓ છે, તે પ્રીયવંતીની શોધે નીકળ્યા છે.

**બાળા**—ચંપકભાઈ તમે બરાબર ઓળખી કાઢયા. બરાબર તેમજ છે.

**ચંપક**—બેહેન હવે મને અજાણ્યો થઈ તેમને કર્મ અને પૈસાનું પુછવા દો જોઇએ કેવો જવાબ મળે છે, ઝવેરીનો વેશ છે એટલે ઓળખશે તો નહિજ માટે જાઉછું.

( એમ કહી ચંપક તેમની પાસે જાય છે !

**ચંપક**—( તેમની પાસે જઇને ) તમે કોણ છો, આ અઘોર જંગલમાં કેમ આથડો છો, કેમ આવ્યા છો, શું કામ છે. આ જંગલ ઘણું વીકટ છે.

**કેદાર**—ભાઈ કર્મના સંજોગે અહિ આવવા પામ્યા છીએ.

**ચંપક**—કર્મનો સંજોગ એટલે શું ? મને તે સમજ પડી નહિ, ફરી બોલોને બરાબર સમજાવો.

**પ્રધાંન**—ભાઈ આ અમારા રાજા છે. તેમની દીકરીને કોઇ બારવટીઆઓ સ્વયંવરમાંથી જીતી લઇ ગયા છે, તેઓને રાજા સમજી તેમની સાથે વરાવી છે અને પાછળથી તેઓ બારવટીઆઓ છે તેવી ખબર પડી છે તેથી અમો તે કન્યાની શોધે આવ્યા છીએ.

**ચંપક**—( બાળાને આડુ જોઇને ) બાળા બેહેન, હવે આમને લલચાવવા જોઇએ અને માહરા ભાઇના કરેલા જીકરની બીના નક્કી કરી તેઓની પાશેથી કર્મ કબુલ કરે તો લેખ લખાવી લેવો જોઇએ. માટે બેહેન જુઓ હવે મારી ચાલાકી, ) ભાઇ તે કન્યાને બારવટીઆઓ લઇ ગયા છે !

**પ્રધાંન**—હા બારવટીઆઓ લઇ ગયા છે.

**ચંપક**—તે બારવટીઆઓનો પત્તો હું લગાડી આપી તમારી દીકરીને બતાવું. પરંતુ હું તમોને તે મેળવી આપું તે પેહેલાં માહારે તમને એક સવાલ પુછવાનો છે, માટે તે સવાલનો મને તમે તમારો ખરો અભીપ્રાય આપશો ? જો તે અભીપ્રાય બરાબર આપશો તો હું તમોને તમારી દીકરી મેળવી આપીશ.

**કેદાર**—અરે પુછોને મેહેરબાંન, હું મારો ખરો અભીપ્રાય આપીશ પરંતુ તે ક્યાં છે મને બતાવોરે.

**ચંપક**—ઉભા રહો થાય છે એક વખત સવાલ પુછું તેનો ખરો ઉત્તર આપો એટલે પછી તમોને શોધી આપું. જુઓ સવાલતો એ છે કે, "પૈસા અને કર્મ" એ બેમાંથી કોણ મોટું તેનો મને ખરો ઉત્તર આપો એટલે તમોને તે મેળવી આપું,

**કેદાર**—( પ્રધાન તરફ જોઇને ) પ્રધાંનજી આ સવાલ તો જેને માટે મને પસ્તાવો થાય છે, તેજ છે, તે સ્વાલ આ કયાંથી જાણે, આમને કયાંથી ખબર રખેને તે ઓળખતા તો નહિં હોય. પણ તે કાંઇ નહિં તે આપણને કયાંથી ઓળખે, તેમણે તો સ્વભાવીક આપણને પૂછેલું માટે ખરો જવાબ આપવામાં કાંઈ વાંધો નથી કેમ પ્રધાનજી.

**પ્રધાંન**—હાજી કર્મ મોહોટું કહી જવાબ આપો, કાંઇ વાંધો નથી.

**કેદાર**--વારૂ ભાઇ ( ચંપક તરફ જોઇને ) ભાઈ માહારો અભીપ્રાય માગતા હો તો કર્મ મોહોટું છે, કહો બરાબર છે.

**ચંપક**—હા બરાબર છે, પણ તે મને બે આંકડા લખી આપો. એટલે, પછી હું તે શોધમાં નીકળી પડું.

**કેદાર**—હા, કહો શી રીતે લખું ( પ્રધાન તરફ જોઇને ) લખી આપવામાં શું હરકત છે.

**ચંપક**—લખો.

**કેદાર**—કહો ( પૈસા અને કર્મમાં કર્મ છે તે સર્વથી મોટું છે અને કર્મ છે એજ શરૂ છે.

( એમ લખી પ્રધાન અને કેદાર બંને સહીઓ કરે છે. )

**ચંપક**—હવે આપ પધારો, હું પત્તો કાઢી લાવી તમોને તમારા રાજ્યમાં સોંપી જઇશ. માટે આપ પધારો. લ્યો મારે તમને જરૂર શોધી આપવી, એ મારૂં વચન. ( એમ કહી કેદારના હાથમાં વચન આપે છે.

**કેદાર**—ત્યારે ભાઇ જરૂર લાવજો. જોજો વચનમાં ખામી આવે નહિ અમે જઇએ છીએ. ( કહી પોતાના રાજ્યમાં જાય છે )

( ચંપક અને બાળા ઉદયના બંગલે જાય છે, પડદો ઉપડે છે )



## સ્થળ.

### મેવાડનો કીલ્લો.

કેદારસિંહ અને પ્રધાન શિવાય સર્વ લશકર કીલ્લા આગળ સુતું છે અને બાદશાહનું લશકર એકદમ ચઢી આવે છે અને કીલ્લો તોડે છે, તોપો લાવે છે, અને કેદારના લશકરના માણસો ઘાયલ થાય છે, પાછળથી કેદારસીંહ અને પ્રધાન આવી પોહોંચે છે. બાહાદુરીથી મુસલમાની રાજા સાથે લઢે છે. ઘાયલ થાય છે અને મહા મુશીબતે બંને તાબે થાય છે, છેવટે ફતેહમાં બાદશાહ બંનેને કેદ કરી હીલ હીલ્લા બોલાવી પોતાના લશકર સાથે પોતાના રાજ્યમાં જાય છે.

**બાદશાહ**—યહ સરદારો તુમને આજ હમારા નીમકહલાલ કીયા હયે ઔર બડી હીંમ્મતસે લડેહો, આજ ખુદાકી મેહેરબાંનીસે યેહ જીત મેલવી હયે, તુમ સબ સરદારો હમારા જીગર હયે, હમારા જાંન હયે, તુમારા સબકી જોર મંજુર હયે, યહ બાહાદૂર સરદારો બોલો બીસમીલ્લા રહેમાન રસુલ હીલહીલ્લા. વજીર તરફ જાઇને ) વજીર યેહ ખુશાલીકે લીયે નાયકાંનીયોકુ બુલાવકર ઇધર નાચ કરાના ચાઇએ.

**વજીર**—જાંહાંપનાહ આપકા કહેના મંઝુર હયે. બપરાક બુલાના ચાઇએ. ( સીપાઇ તરફ જોઇને ) સીપાઇ.

**સીપાઈ**—જી હજુર ફરમાઇએ હુકુમ.

**વજીર**—યેહ ખુશાલીકે લીયે ઇધરસી દો નાયકાંનીઓકં જલદી

ગુલા લાવ

સીપાઇ—જયસા હજુરકા હુકમ. ( સીપાઇ બોલાવવા જાય છે. )

બાદશાહ—વજીર તુમ યેહ રાજા ઔર વજીરકું ખ્યાલમેં રખકે સ- માલના, કીસી બાજુ જાંનેમત દેના ઓર સમાલના.

કેદાર—જાંહાંપનાં રાજ્ય લેવું હોય તો સુખેથી લ્યો, પરંતુ અમોને છુટા કરો.

બાદશાહ—હમ તુમકું નઝર કેદ રખેંગે, તુમને બોત બદમાસી કીયા હયે, તુમ બડા બદમાસ હે, ઇસકે લીયે તુમકુ હમ હમારા રાજ્યમેં નઝર કેદ કરેંગા.

કેદાર—જાંહાંપના આપકું મેં લેખ કર દેતા હું.

બાદશાહ—નહિ હમકુ લેખ નહિ ચપતા હયે. ( સીપાઈ તરફ જો- ઇને ) શીપાઈ યેહ બદમાસકું ડબલ બેડી ડાલના, યેહ કાફરો બ્હોત દગાબાજ હયે, ઓર બોહોત અભીમાની હયે. ઇસકે બાસ્તે ઈસકુ બ્હોત તજવીજસે રખના.

સીપાઇ—જયસા હજુરકા હુકુમ.

( એમ કહી ડબલ બેડીયો બંનેને નાંખે છે. )

( મોકલેલો સીપાઇ નાયકાનીઓને લઇ આવે છે. )

બાદશાહ—( નાયકાઓને ) આઇએ આઇયે યેહ ખુશાલીક લીયે એક અચ્છા નાચ કરના.

ગુણકાઓ—જયશા હજુરકા ફરમાન.

ગાયન ૩૭ મું.

ગરવ કાંઇ રાખો નહિં મંનમાંરે, સમજો છો આપ ઘણા તનમાં રે.

પાનીકા પરપોટા ફુટારે, બીટલીને ઉંદરકું લુંટારે
મચ્છી જેમ પ.નીસી જુદીરે, બત્તીમાં નહિં બચે કુદીરે
એસા જીવ કાયસી જુદારે, સમજો કાંઇ સારથી સુદારે
આવે જબ મોતકા તેડારે, ત્યારે કોઇ સાથ નહિં બેળારે
—ગરવ.

**બાદશાહ**—શાહાબાશ, શાહાબાશ, તુમારા ગાના બોહોત અચ્છા હયે, તુમારા ગાંનાસે હમારા દીલ બેહોત ખુશ હુવા હયે. ( વજીર તરફ જોઇને ) વજીર યેહ નાયકાનીયોંકું પચાશ પચાશ રૂપેકી સાડી યેહ ગાનેકી ખાતરસે ઈ-નામમેં દયના ઔાર ઉસકું અચ્છી તરેંસે ખુશ કરના.

**વજીર**—જયસા હુઝુરકા હુકુમ, ( સીપાઇ તરફ જોઇને ) સીપાઇ પચાસ પચાસ રૂપયેકી દો સાડી યેહ નાયકાનીયોંકું લાકે દયકો.

**સીપાઇ**—અચ્છા સાબ લા દેતાહું. ( કહી સાડીઓ લાવી આપેછે )

**નાયકાનીયો**—લાઇએ જીનાબ ફીર કુચ્છ કામકે લીયે યેહ દાસીયોંકુ બુલાઇએ હજુર, ખુશ રહો, ખુશ રહો.

**બાદશાહ**—બોહોત અચ્છા આનાં.

( બને નાયકાનીયો આગળ આવે છે, )

**૧ લી નાયકા**—( આગળ આવીને ) જોયું બેહેન કેવા મુરખ છે, આટલા આટલા શબ્દો કહી બતાવ્યા છતાં પણ નહિ સમજી ઉલટું મુરખાએ રાજી થઇ ઇનામ આપ્યું અને ખુશી થયો. મુરખો પરાયા રાજ્ય ઉપર ચુપકીથી ચડાઇ કરી આવ્યો અને કપટથી રાજ્ય છીનાવી લીધું અને કીલો તોડી નાખ્યો છતાં પણ બીચારા કેદારસિંહ મહારાજને અને પ્રધાનજીને કેદ કર્યા છે અને મ્હોતને બાજુપર મુકી દીધું છે. અને પોતાના મનમાં ખોટો ગરવ ધરાવે છે,

**૨ જી નાયકા**—બેહેન ગમે તેમ હોય તેમાં આપણને શું, આપણે આપણી મેળે ઇનામ તો લીધું ને હવે કરશે તે ભરશે, આપણે તો ખુલ્લુ જણાયું છે કે અભીમાન ફોકટનો છે છતાં નહિ માને તો આપણને શું છે આપણો ગાવાનો ધંધો છે એટલે આપણે તો આપણી ફરજ બજાવવી જોઇએ. જે કરશે તે ભરશે બીજાને શું છે.

**૧ લી નાયકા**—ત્યારે બેહેન આપણે ચાલો હવે જઇએ.

**નાયકા**—ચાલો. ( કહી બંને જાય છે, પડદો પડે છે )

## સ્થળ.

### ઉદયનો બંગલો.

( બાળા અને ચંપક આવે છે. )

**ઉદય**—સીપાઈ આ વેહેપારીને બોલાવ ?

**સીપાઇ**—જી બોલાવું હજુર. ? ( ચંપક રસ્તે થઈ જાય છે ત્યાંથી સીપાઈ બોલાવવા જાય છે. )
બાઇ આપને હમારા રાજા બોલાવે છે.

**ચંપક**—કોણ રાજા છે ને શું કામ છે.

**સીપાઇ**—જી ઉદયસિંહજીછે તેમને આપની પાસેથી માલ ખરીદવો છે.

**ચંપક**—શું તે ઝવેરાત ખરીદશે.

**સીપાઇ**—જી હા પધારો. ( ચંપક ઉદય પાસે આવે છે.

**ઉદય**—પધારો આપ શું વેચો છો ?

**ચંપક**—જી જવેરાત

**ઉદય**—તે વેચશો ?

**ચંપક**—ઘણી ખુશીથી કેમ નહિ વેચવાનો તો અમારો ધંધોજ છે.

**ઉદય**—ત્યારે બતાવો ?

**ચંપક**—જી બતાવું, ( એમ કહી પેટી ખોલી સર્વ ઝવેરાત બતાવે છે ] લ્યો સાહેબ, આ દરેક એક એક લાખ લાખ રૂપીઆની કીંમતના નંગો છે.

**ઉદય**—બસ એટલીજ કીંમતના છે ? એથી ભારે નથી !

**ચંપક**—ના જી. એજ છે એથી ભારે હાલમાં લાવ્યા નથી.

**ઉદય**—ત્યારે આ સઘળાં નંગો માહારે ખરીદવાં છે અને તેની કીમત કાલે કચેરીમાંથી મળશે ?

**ચંપક**—કાંઈ નહિ સાહેબ, મને આપનો પુર્ણ વિશ્વાસ છે લ્યો.
( કહી સર્વ આપે છે. )

**ઉદય**—( સ્વગત આ સ્ત્રી મને જરા બાળાની સરખામણીની લાગે છે. માટે તેનો ખુલાસો કરવા દે ) અને........આ તમારી સાથે બાઇ છે તે કોણ છે ?

**ચંપક**—તે માહારા મિત્ર ભાઈની સ્ત્રી છે એટલે માહારી ભોજાઈ છે.

**ઉદય**—( સ્વગત બાઇની સ્ત્રી ભોજાઇ. અરે આ ચંપકતો ન હોય,

અરે એ તે વળી હજી જીવતાં છે કે શું, પણ તે જીવતા હોય તો તેમને નાક કાન ક્યાંથી હોય માટે તેતો નહિજ ) ત્યારે તમારા મિત્રભાઇ ક્યાં છે અને કોણ છે ?

**ચંપક**—જી તેતો તદન ગાંડા જેવા બની જઇ વેહમી થઈ ગયા છે; પરંતુ આપની પાસે કોઈ મેધા નામનો માણસ છે કે ?

**ઉદય**—હા હા કહો શું છે.

**ચંપક**—તે આજ આપને પરસાદની બરફી આપવા આવવાના છે. અને તમને ઠાર મારવાના છે, અને પરસાદમાં બરફીમાં ઝેર ઘાલી આપવાના છે.

**ઉદય**—અરે જાવ જાવ, મારો મેધો મને ઠાર મારે ! અરે તે મને ઝેર આપે ? એ તો મારો જમણો હાથ છે. આપ તેનું નામ ભુલી ગયા હશો તે નહિ હોય, કોઈ બીજો હશે ચંપક કરીને હતો ?

**ચંપક**—ના સાહેબ, નામ તો મેધાભાઈજ છે.

**ઉદય**—ત્યારે તમારી ભુલ છે, એ તો કદી બનેજ નહિં માહારે તો ચંપક શિવાય બીજો કોઇ દુશમનજ નથી.

**ચંપક**—અરે સાહેબ મારૂં કહ્યું માનો નહિં તો પસ્તાવવું પડશે.

**ઉદય**—શું માનું, તે મારો ખાસ માણસ છે. મને તો તેનો વિશ્વાસ છે, તમને પરદેશીને શી ખબર પડે.

**ચંપક**—લખીત ડાખલો આપું તો કેમ.

**ઉદય**—હેં લખીત ડાખલો એટલો બધો તમારી પાસે પુરાવો છે.

**ચંપક**—જી હા એટલો બધો પુરાવો છે.

**ઉદય**—ત્યારે બતાવો જોયે.

**ચંપક**—લ્યો સાહેબ ત્યારે વાંચો (કહી ખીસામાંથી કાગળ આપે છે.

**ઉદય**—( કાગળ વાંચે છે. ) શું આ ખરી વાત છે તમારે આ પ્રમાણે કરી લખાવવાનું કારણ ?

**ચંપક**—મનુષ્ય માત્રનો જીવ બચાવવાને પરમાર્થ કામ કરવા. રાજાજી જુઓ આપને તેનું પારખું જોવું હોય તો જે વખતે તમોને તે પરસાદ લાવીને આપે તે વખતે તે પરસાદ કુતરાને અમર ગમે તે જનાવરને ખવડાવી

ખાત્રી કરી જોજો એટલે આપને ખબર પડશે, માટે જુઓ હું બાજુપર ઉભો રહું છું અને જે વખતે એ આવે તે વખતે આપ માહારા કહ્યા પ્રમાણે પારખ કરી જોજો એટલે આપને ખાત્રી થશે.

ઉદય—ઝવેરીજી. તમે અમારા બંગલામાં જાવ અને તમે પરદેશી છો માટે અહિંજ મુકામ રાખો. ( સીપાઇ તરફ જોઇને ) સીપાઈ આ ઝવેરીભાઇને બંગલામાં લઈ જાવ અને તેમની સર્વે ખાતર કરજો.

બાળા—ચંપકભાઇ આપ પધારો માહારે તેમનું પારખું લઇ લેવું છે માટે હું પાછળથી આવું છું.

સીપાઈ—જી લઇ જાઉં જેવો હજુરનો હુકમ.

( કહી ચંપકને અંદર લઇ જાય છે. )

બાળા—ઉદયસિંહજી મને આપના ઉપર વધારે હેત આવે છે આપ માયાળુછો અને આપ ઉદાર માણુસ છો.

ઉદય—કેમ હેત ન આવે અને મેમાન ઉપર કેમ માયાના રાખીયે. મેમાન તરીકે આવ્યાછો તે હેત કેમ ના આવે, તે તો સ્વભાવીક છે, હેત આવવુંજ જોઇએ.

બાળા—ઉદયસિંહજી માહારે તમારી પાસેથી એક વસ્તુ બક્ષીસ લેવી છે તે આપશો. શું હમે આપના મેમાન છીએ અને ના કહેશો. આપને માહારી પાસેથી જે જોઇએ તે આપીશ. પરંતુ મને હું માગું તે એક વસ્તુ આપશો.

ઉદય—અરે તમે મેમાન છો ને વળી તમને અમારાથી ના કહેવાય કે ? ને વળી અમે રાજા થયાતે તમારી પાસે અમારાથી કાંઈ મંગાય કે ? કહો, તમારે શું જોઇએ છીએ.

બાળા—ત્યારે આપશો ? ત્યારે જુઓ માહારે જોઇએ તમારો પ્રેમ.

ઉદય—તે તો તમને પેહેલેથીજ કહ્યું છે કે તમારો પ્રેમ અમારા ઉપર હોય અને અમારો પ્રેમ તમારા ઉપર હોય. તેતો હરરોજ કાયમેજ રહે છે.

બાળા—ત્યારે ઝાલો હાથ.

ઉદય—એં એં એં આ શું બોલ્યાં, આ તમને બોલવું ઘટે છે.

બાળા—ઘટે કે ના ઘટે ત્યારે હા શું કામ કહીં. માટે ઝાલો હાથ.

ઉદય—તેવો પ્રેમ કરી મેં સમંધ બાંધ્યો હતો તેણે મને દગો કર્યો, ત્યારથી મ્હારો અવર સ્ત્રી કરી પ્રેમ બાંધવાની પ્રતીજ્ઞાછે.

બાળા—વળી તે સ્ત્રી એવી તે કેવી ભલી માણસ હતી કે આપ જેવાની સાથે પ્રેમ બાંધી દગો દઈ ચાલી ગઈ હશે ? તે કોણ હતી અને તેનું શું નામ અને કેવી રીતે દગો દીધો ?

ઉદય—તેનું નામ તો મને દેશો જ નહિં મને તેની વાત અને તેનું નામ બીલકુલ ગમતું નથી.

બાળા—અરે જાવરે જાવ શું નામ દેવામાં અભડાઈ જશો નામ દેવામાં શું જાય છે ?

ઉદય—ત્યારે લ્યો, તેનું નામ બાળા હતું, અને દગો એ કે મારા મિત્ર સાથે પ્રીતિ બાંધી, તેની સાથે વીંટીઓ અદલ બદલ કરી મને દગો દઇ મધરાત્રે ચાલી ગઇ હતી. અને વળી માહારો મિત્ર પાછો તેનીજ શોધતું નામ દઇ તેની પાસે ગયો અને થોડા દીવસ થયા, બાદ તે પાછો આવ્યો અને મેં તે બંનેના હાથે વીંટીઓ બદલેલી જોઇ ત્યારે મે તેમને માહારે બીજી સ્ત્રી કરવાની પ્રતીજ્ઞા છતાં નાક કાંન કપાવી કાઢી મુક્યાં છે, માટે તે માગણી તો માફ કરજો.

બાળા—ત્યારે શું મારી મસ્કરી કરી કે, ના હવે તો તમને નહિ છોડું, આપણે પ્રીત બાંધીશું તેમાં કોણ જાણે છે અને એ શું જાણવાના છે.

ઉદય—અરે જાણે ના જાણે પરંતુ માહારાથી તેતો નહિ બને મેં કયાં તમારી મસ્કરી કરી છે, તમે મારી સાથે વાત કરો, ત્યારે જવાબ ના આપું ?

બાળા—(સ્વગત પલળે એવા લાગતાતો નથી છેતો શુધ્ધબુધ્ધીથી પરંતુ લાવને હું ગાણું ગાઈ રાજી કરૂં જોએ પલળેછે) ઉદયસિંહ આ દાશી ઉપર કેમ પ્રેમ કરતા નથી ?

ગાયન ૩૮ મુ.

મારા લાડકડા લાજાળા લાજ—એ રાહ

શું પ્રેમ કરો નહિ અબળાપર આ કયમ ચુકો
છો મારા કાર્યના કરનારા, પ્રેમા આતુર હું તો,

**શરમાઓ શાંને, રાજાજી થઈ મોંનમુકો;**
**ડરોછો કેમ વાહાલા છે મુરખ એ નવ ચુકો,**
**આ ઘેબર જલેબી પકવાંન વાહાલા નવ મુકો.**
**જાવ ખસોને ના ડરોને, જાવ ખશોને, ના ડરોને,**
**રે ન બોલો આવું, રે ન ચાલો આવુ, રે ન ભાખો**
**વારૂ, રે ન નાકો વારૂ**
**ઉહુંહુંહું જાવાદોને, હાહાહાહા થાવાદોને**
**નાનાનના જાવાદોને, હાહાહાહા થાવાદોને--** **શું પ્રેમ**

**ઉદય**—અરે જાવ જાવ. તમે તો તદન જક્કીજ લાગોછો, આ ત· મને એક વખત તો કહ્યું કે મ્હારે બીજી સ્ત્રી કરવા· ના સોગન છે માટે હવે તમે એ વાત સંભાળશો નહિ ને માફ કરો. ( એટલું કહે છે એટલામાં ગુણકા અને મેઘો પ્રસાદ લેઇ આવે છે, )

**મેઘો**—અન્નદાતાર પગે લાગીએ છીએ.

**ઉદય**—મેઘા આ થાળમાં શું લાવ્યો છે ?

**મેઘો**—જી કાંઈ નહિ એ તો આજ માહારે આપના પુન્યના પ્રતાપે દીકરો આવ્યો છે. તે માતાજીના પરસાદની બરફી છે, તે આપને પ્રસાદ આપવા આવ્યોછું. લ્યો માહારાજ, ( કહી બરફી ઉદયના હાથમાં એક ઢેપું આપે છે. )

**ઉદય**—લાવો ( કહી લે છે )
( સ્વગત આટલે સુધી વાતતો ઝવેરીની મળતી આવી છે, પરંતુ હવે મને પુરી તપાસ કરવાદે ) મેઘા આ બર· ફીમાં કાળુ કાળુ શું જણાય છે.

**મેઘો**—કાંઇ નહિ સાહેબ એ તો માતાને ધરાએલી બરફી છે માટે એમ દેખાય છે.

**ઉદય**—સીપાઇ આ બંને જણાને પેરામાં રાખો. અને આ બરફી જઈ કુતરાને ખવડાવી અજમાવી લાવો.

**સીપાઇ**—જેવો હજુરનો હુકમ. ( એમ કહી એક સીપાઈ બં· નેને પેરામાં રાખે છે અને એક બરફી લઇ જાય છે )

**સીપાઇ**—લાવો હજુર. ( સીપાઇ ખવડાવી તરતજ પાછો વળે છે )

**સીપાઇ**—અન્નદાતાર બરફી કુતરાને ખવડાવવાથી કુતરૂં મરી ગયું,

**ઉદય**—સીપાઇ અંદરથી ઝવેરીને બોલાવો.

**સીપાઇ**—બોલવું હજુર ( ચંપકને અંદરથી બોલાવી આવે છે )

**ચંપક**—કેમ હજુર કેમ આપે મને બોલાવ્યો.

**ઉદય**—લ્યો આ પરસાદ જમો.

**ચંપક**—( હાથમાં લે છે તે જુએ છેને વીચાર કરે છે )

**ઉદય**—કેમ એમાંએ શું કાંઇ હીરા પારખવાના છે કે શું ? તે વીચાર કરોછો.

**ચંપક**—જી હા, હીરા કરતાં આ પારખવામાં વધારે મુશીબત છે.

**ઉદય**—વળી પરસાદ પણ ઝવેરી પારખતા હશે કે ?

**ચંપક**—હા માહારાજ મને તો આ પરસાદમાં કૌતક લાગે છે, મને આમાં વેહેમ લાગે છે માટે આપણે તો નથી ખાવો, માહારાજ લ્યો આપનો પરસાદ પાછો.

( આ સાંભળે છે એટલે મેઘો અને ગુણકા થરથર ધ્રુજેછે)

**મેઘો**—સ્યાંમ આ ઝવેરીએ આપણું પોગળ બધુ ફોડી નાંખ્યું હવે આવી બન્યું, હવે શો ઉપાય કરીશું. પણ કાંઇ નહિં જોઇએ છીએ.

**સ્યામ**—અરે એ તે ફોડે એ તો સેહેજ બોલે છે.

**ઉદય**—શાંનો વેહેમ ? વળી આંમાં વ્હેમ શાંનો ?

**ચંપક**—આપે પારખું તો કરી જોયું ને ? હવે આપને ખબર પડીને ?

**ઉદય**—હા બરાબર ખબર પડી. ( મેઘા તરફ જોઇને ) મેઘા આ પરસાદમાં તેં શું નાંખ્યું છે ?

**મેઘો**—અંનદાતાર કાંઇ નહિ એતો પરસાદ છે.

**ઉદય**—ત્યારે તે પરસાદ તમે ખાઇ જશો ને ?

**મેઘો**—( સ્વગત સ્યામ આતો આપણું મોહોત આવ્યું કહેવતમાં કહ્યું છે કે ખાડો ખોદે તે પડે, હાય નશીબ ફુટી ગયું

**મેઘો**—જી હા મેં લખી આપ્યું છે અને અમે બંનેએ સહીઓ કરી છે.

**ઉદય**—મેઘલા તેં મારૂં સત્યાનાશ કાઢી નાખ્યુ, તેં મારા જીવનની દોરી ખસેડી મુકી, મેં તારા પર વિશ્વાસ રાખ્યો તોતે માહારૂ સર્વ ધુળધાણી કરી નાંખ્યું, તેં માહારા

વાહાલામાં વીરોધ પડાવી દેશપાર કરાવ્યા, મેઘલા તમને બંનેને હું શું સજા કરૂં, તમારા રાઈ રાઇ જેટલા ટુકડા કરાવી નાંખું. તમને અવળી ઘાંણીમાં ઘાલી તેલ કઢાવી નાંખું શું કરૂં હાય ?

**મેઘો**—અન્નદાતાર આટલો ગુનો માફ કરો આ હમારી મોટી ભુલ થઇ છે.

**ઉદય**—બેવકુફો તેજ બરફી અહિને અહિં ઉભાં ઉભાં તમે ખાઇ જાવ ?

**ગુણકા**—હાય હાથનાં કર્યા હઇએ વાગ્યાં જે માણુસો બીજાનું સુખ જોઇ અદેખાઇ રાખી. પદવીની મોહોટી આશા ધરાવી હિમત કરી આવાં કુકર્મો કરી પારકાને દુઃખ દેવાં જશે તેને છેવટે માહારી પેઠે પોતાના હાથે કરેલાં ફળ પોતાનેજ ખાઈ મરવું પડશે, માટે ભાઈઓ બેહેનો એવા કુકર્મો કોઇ નહિ કરો, તેવી મારી વિનંતી છે.

**મેઘો**—હાય કપટ રચી રચી ઉદયસિંહનું મે ખરાબખરત કરી નાંખવું ધાર્યું હતું અને હજારો કપટો કરી ખોટું સમજાવી તેમને ઘણાં દુઃખો દીધાં છે, તેમના વાહાલામાં વીરોધ પડાવી નાક કાંન કપાવી વિના વાંકે દેશપાર કરાવી મુકયા છે હાય મે પાપીઆએ હજારો કપટો કર્યા છે અને તેનું પરીણામ મનેજ મળેછે, અને મારેજ ભોગવવું પડશે, તેથી, કરી સર્વ ભાઇઓ બેહેનોને વિનંતી કરૂં છું કે કોઇ પણ માણુસો ઉપર અદેખાઇ રાખી ઉંચી પદવીએ એકદમ ચઢી જવું ધારી, આવાં અપકૃત્યો કરશે, તેને માહારી પેઠે સજા ખાઇ આખર મરવું પડશે, માટે તે કામ કોઈ નહિ કરો તેવી મારી વિનંતી છે. પણ કાંઇ નહિ જોઇએ છીએ—

**શ્યાંમ**—શું તારૂં કપાળ જોતો તો હવે જો લે ખા બરફીને પોહોચી જા. દેવલોક એ જો એટલે પતી ગયું, આટલું થયું છે છતાં પણ હજુ જોઇએ છીએ. મુરખા હજી તારૂં જોઇએ છીએ ના ગયું અને ઉલટી મને લાલચમાં નાંખી ફસાવી, મને આ સજાને પહોંચાડી છતાં

હજી તારૂં જોઈએ છીએ નથી નીકળતું, તારે જોવાનું બાકી હતું તે હવે જોઇ લે જમદાર એટલેતું રાજા બને ને સુખી થાય.

મેઘા—સ્યાંમ મને બળતાને શું કામ બાળે છે જે નશીબમાં બનવાનું છે તે બને છે. આ દુઃખ આપણે હાથે કરીને લીધેલુંછે માટે તે ભોગવવુંજ પડશે.હવે એ બધું જવાદો, અને કાંઇ કરતાં માફ માગી છુટા થાવ,

સ્યાંમ—હવે છુટા તો પરમેશ્વરને ઘેર કરશે ઉંદયસિંહ તો છુટા કદી નહિજ કરે,

સ્યાંમ-મેઘા—અનદાતાર હવે......આ એક ગુનો માફ કરો.

ઉદય—હરામખોરો હવે તમારો ગુનો માફ નહિં થાય, આ ઝવેરી જો અહિં નહિં આવતે તો તમે માહરો પ્રાણ જરૂર લેતે, હાય માહારા વાહાલા મીત્ર ચંપકને અને મારી વાહાલી પ્રીયા બાળાને તેંજ દગો કરી દેશવટો કરાવ્યો છે ( ચંપક તરફ જોઇને ) હાય હવે મારે જીવીને આ દુનીયાપર શું કામ છે, હવે આ દુનીયા મને ઝેર સમાન લાગે છે, પણ બસ હવે તો વાહાલી બાળાને અને વાહાલા ચંપકને છેવટે શમશાંન ભુમીમાં મળું.

ચંપક—ભાઇ ઉતાવળ કરશો નહિ, ઉતાવળ કર્યાથી કામ બગડે છે.

ઉદય—હરામખોરો માહરા મોહો આગળ એકદમ ખાઈ જાવ નહિ તો પરાંણે ખવડાવી, દેવલોક પોહોચાડી દેવાં પડશે !

સ્યાંમ—હાય, હવે ખાધા વિના ચાલે તેમ નથી, માટે એક વખત પરમેશ્વરની સ્તુતી કરી, કરેલાં કર્મ ભોગવી લઇએ.

મેઘા—હા ચાલો સ્તુતી કરીએ.

મેઘા અને ગુણકા— ગાયન ૩૯ મું.

દેખ્યા ભાઇ દુઃખના દાહાડાહો—એ રાહ,

કુટયું પ્રભુ કર્મ અમારૂં હો— કુટયું.
રાજ્યમાં રહી આનંદથી દીવસ કાહતાં;

**લીધા હાથે દુઃખના દાહાડા હો— લીધા.**
**સાયબી સાથે રાજ્ય મહિં અમ માલતાં**
**અદેખાઇ રાખી, જુઠ ભાખી, આળ કુડાં નાંખિયાં**
**પોગળ થયું ખુલ્લું બધુંને જુઠથી માર્યા ગયા**
**સુખે રહી સુખ માનતાં તે આજ આવી આ દશા**
**રહેતાં હતાં રીધસીધથી તે મોહોત હાથે માગીયાં**
**કીધાં કુકર્મો હાથ પસ્તાવો પુરો અહીં પામિયાં**
**કીધાં કપટ નિજ હાથ છેવટ ઝેર ખાવા પામીઆ-કુટયું.**

( પશ્ચાતાપ કરી પરસાદ ખાઇ મર્ણ પામે છે, )

**મેધા-સ્યાંમ**—હાય, હાય, હાય,

( જમીન ઉપર બન્ને પડે છે )

**ઉદય**—સીપાઇઓ આ લોકોને ધસડી જઈ બાળી મુકો ? ( ચંપક તરફ જોઇને ) આપ માહારો જીવ બચાવનાર કોણ છો અને તમે આ કપટની વાત ક્યાંથી જાણી, તે સઘળુ બ્યાંન મને ખુલ્લે ખુલ્લું ;જણાવી દો તે જાણુવા ને ઈંતેજાર છું,

**બાળા**-અમે આ લોકોને આપની વિરૂદ્ધ કપટ ભરેલાં દેખ્યાં તેથી અમે આપના બચાવ સારૂ આ પ્રયત્ન યોજ્યો છે, હાં ઉદયસિંહજી આપે બાગાનું નામ દીધું, તેને મેં ઓળખી, તેતો માહારી નાહાનપણુની સહીપણી છે.

**ઉદય**—માહારે બાળાને અને ચંપકને દેખવાં છે, મને બતાવો, મને એક વખત તેમની સાથે મેળવો, માહારે તેમને મળી એક વખત માફી માગવી છે. માહારે તેમને છેવટનું એક વખત મળવુંછે, માટે આપ મેળવી આપશો એવી મને આપની પુરી ખાત્રી થાય છે.

**બાળા**—ત્યારે જુઓ બાળાને અને ચંપકને મળવું હોય તો તમારે તેને મળવા સિવાય બીજું કાંઇ થશે નહિ, માટે જો

ફક્ત મળવુંજ હોય તો મંત્રના જોરથી દુરથી મેળવુ જો એમ હોય તો આપો વચન ?

ઉદય—જાવ જાવ શું મારી મશકરી કરો છો ! તે તો કોણ જાણે ક્યાં હશે. તેનું તો કોણ જાણે શું થયું હશે તે હવે ક્યાંથી મળે, અને તમે મને ક્યાંથી મેળવી આપો, તેતો મળવી મુશકેલ છે.

બાળા—અરે ના શું મળે, એમ સમજો કે આ હું તમારી બાળા અને આ તમારા ચંપક, માટે જો આપને અમારા ઉપર પુરણ ભરોંસો આવતો હોય તો આપો વચન.

ઉદય—( વિચાર કરીને અરે લાગે છે તો એવાજ માહારાથી તેમને કેમ કહેવાય ) અરે કદાચ બાળા અને ચંપક જો મને મેળવી આપો તો હું તમારો જન્મારાનો દાસ થાઉં, હું તમારો જન્મારાનો નોકર થાઉ ને જન્મારાનો શેવક થાઉં, પરંતુ ગમે તે ઉપાય કરી મને મેળવી આપો.

બાળા—( ચંપકભાઇ તરફ જોઇને ) ચંપકભાઇ હવે વધારે લંબાવ્યામાં સાર નથી. માટે ખુલ્લા પડી જઇએ તો ઠીક. ( ઉદય તરફ જોઇને ) ત્યારે દક્ષીણ બાજુ ફક્ત પાચ મીનીટ જોઇ રહો. એટલે હું તેમને બોલાવુંછું.

( એમ કહી અંદર જઈ કપડાં બદલી અસલ કપડાં પ્રમાણે બન્ને જણ આવે છે.

ચંપક—ભાઇ ઉદય આ રહ્યો તારો અભાગી દોસ્ત ચંપક. આવ ભેટ.

( બાળા લાજ કાઢી ઉભી રહી છે. )

ઉદય—ચંપકભાઇ હું તને ભેટવાને બીલકુલ લાયક નથી, મેં તમને પવિત્રોને જુઠા ઠરાવી નાક કાન કપાવવાનો હુકમ કરી કાઢી મુક્યાં હતાં, પરંતુ પ્રભુની કૃપાથી જોવાને તેવા આબાદ કાયમ રહ્યાં છો એટલે હું મારા મનને હર્ષ પામ્યો છું, પરંતુ મિત્ર હું દોશીત ઠર્યોછું. હું તાહારો

દાસ ઠર્યો છું, ચંપક હવે તુંજ તાહારા હાથે આ પાપી જીવડાને સજા કર, માહારે તારાજ હાથે સજા ખાવી છે માટે મને પાપીઆને એકદમ સજા કર, ચંપક હવે નકામો વખત કાઢ નહિ ઝટ કર ! ( બાળા તરફ જોઇ ને ) બાળા તું કેમ શરમાય છે ? કલંકીત હું છું, પાપીષ્ટ હું છું, કાંને સાંભળી ખોટું ભરમાઇ જઇ જુઠો હુકમ કરનાર હુંજ છું. વાહાલી તું નીરદોષ છે. તું નીશકલંકીત છે. તું શા માટે શરમાય છે, સદાકાળને માટે નીચું ધાલી શરમાવવાનું આ અભાગીયા ઉદયનેછે.

બાળા—પ્રાણનાથ જે પળે જે બનવાનું હોય છે તે બની આવે છે. માટે તે બાબતનો હર્ષ શોક કદી પણ લાવવો નહિ, પ્રાણનાથ હું કાંઈ શરમાતી નથી, હું આપની પાસેજ ઉભી છું પરંતુ વાહાલા દીએર ચંપકભાઈ પાશે ઉભા છે. અને તેમની મર્યાદા તોડી લાજ કાઢી નાખું તો આબરૂમાં ખામી આવે.

ઉદય—વાહાલી આ છેવટની તને સલામ છે, હવે આ કટારથી મારો પ્રાણ ત્યાગ કરૂં છું.

( ચંપક તેનો હાથ પકડી રાખે છે.)

ચંપક—( ઉદયનો હાથ પકડીને ) સબુર, સબુર, સબુર, ઉતાવળ શા માટે કરો છો. સબુર રાખો, આજ કચેરી ભરી સર્વ નીકાલ થયા બાદ આપની ધ્યાનમાં આવે તે પ્રમાણે કરજો. પરંતુ આ મિત્રનું કહેવું માન્ય રાખી. હાલ તે મોકુફ રાખો ! બાઇ હવે એ સઘળું જવા દો. ગયેલા દીવસો પડતા મુકી વીસરી જઇ તાજી વાત યાદ લાવો. ઉદયસિંહજી જુઓ આ બાદશાહનો લેખ અને જુઓ આ આપના લેખ જુઓ આ આપનો પીતાજીનો લેખ અને આ આપનું માદલીયું.

( સર્વ લેખ ઉદય વાંચી જુએ છે ને ચકીત થાય છે.)

**ઉદય**—ચંપક સર્વે મદદમાં તુંજ હતો, તેંજ મદદ કરી છે, ચંપક તું મારી પાસેને પાસેજ હતો, વહાલા ચંપક તું નહતે તો આ તાહારો દોસ્ત જય મેળવવાને મુશકેલ પામત. પરંતું તું માહારી સાથે હતો તોજ સર્વે બાજુથી માહારી જીત મેળવી અને માહારો તેંજ જય મેળવી આપ્યો અને તેંજ આબરૂ રાખીછે, ચંપક હું તાહારા દાસનો પણ દાસ થાઉં તે પણ ઓછું છે.

**ચંપક**—ભાઈ થઇ જવાનું હતું તે થઇ ગયું છે, માટે હવે ગયેલી વાતો બાજુપર મુકી દઈ મને એક વચન આપો ?

**ઉદય**—માગો ભાઇ શું વચન છે, તને તો સર્વે વચનેજ છે તાહારે માટે સર્વ ખુલ્લું છે, તને સર્વે વાતની છુટ છે, તું માગીશ તે તને આપીશ, અને કબુલ કરીશ, પણ એક વચન તું પણ મને આપ કે એ કામ મારે કરવું.
( બંને જણા સાંમસાંમી વચન લે છે.
કહો મીત્ર શું વચન છે.

**ચંપક**—વચન તો સેહેજ છે, વચન તો એજ છે કે આપઘાત કરવો મુકી દઇ, આ માહારાં પવિત્ર ભાભીની સાથે રહી આપની જીન્દગી હરદમ આનંદમાં ગુજારી રાજ્ય કરો ?

**ઉદય**—મિત્ર તાહારૂં વચન હું માથે ચઢાવું છું, પરંતુ માહારા વચન પ્રમાણે તમે ચાલશો.

**ચંપક**—હા કહો શું વચન છે. જરૂર પાળીશ.

**ઉદય**—વચન તો નાહાનુંજ છે . ( અવાજ કાઢીને ) સીપાઇ.

**સીપાઈ**—હાજર સાહેબ.

**ઉદય**—જાવ પ્રીયવંતી બેહેનને બોલાવી લાવો ?

**સીપાઈ**—જેવો હજુરનો હુકમ બોલાવું હજુર.(સીપાઇ બોલાવી લાવેછે)
( એટલી વાત થાય છે તેની દરમીઆનમ એક સીપાઇ મે-

વાડનું રાજ્ય ગયાની અને કેદારસિંહ અને પ્રધાન કેદ થયાની ખબર લઇ આવે છે. )

**સીપાઈ**—અંનદાતાર ફતેહખાં બાદશાહે મેવાડ જીતી લીધું છે અને કેદારસિંહ અને તેમના પ્રધાંનને કેદ કર્યા છે.

( એટલું કહે છે એટલે બંને જણા ચમકે છે. )

**ઉદય**—સીપાઇ ( એમ બુમ પાડી ચીઠી લખી આપે છે. ) જાવ આ ચીઠી ફતેખાંને આપી, તેમને અને તેમના કેદીને હાજર રહેવાનું કહી કચેરીમાં બોલાવી લાવ !

**સીપાઈ**—જેવી બાપુની આજ્ઞા. ( સીપાઇ જાય છે )

(પ્રીયવંતીને બોલાવા મોકલેલો સીપાઇ બંગલામાંથી આવે છે.)

**પ્રીયવંતિ**—ભાઇ કેમ બોલાવી.

**ઉદય**—બેહેન તાહારા લગ્ન કરવા સારૂ. ( ચંપક તરફ જોઇને ) ચંપકરાય ( પોતાની બેહેનનો હાથ ઝાલીને ) આ માહારી વાહાલી બેહેનનો હાથ તમારા હાથમાં સોપુંછું તે સ્વીકારશો !

**ચંપક**—મિત્ર તેને માટે આપનો આભાર માનુંછું.

**ઉદય**—મિત્ર એમાં કાંઇ આભાર નથી.

**ઉદય અને ચંપક** ગાયન ૪૦ મું.

ધન્ય ભાગ્ય પધારયા ભમરા—એ રાગ.

**વ્હાલાછો મિત્ર હમારા, છો સાહાયના કરનારા.**
**ધન્ય વ્હાલા બનેવી માહારારે, સઉ કાર્યના કરનાર,**
**હું દાસછું આપનો ધીરા, મન ધીરજ રાખો વિરા—**
**જગરાય કરે સઉ લીલારે, હું-તમે રાજા છો ધીરાજ**
**તેં સંકટ સરવે સાંખી, મેં ઉલટી તુજને નાખી—**
**મુજ આબરૂ સરવે રાખીરે, તેં-સઉ કાર્યના કરનાર**
**એ ધર્મ છે મિત્ર હમારો-મંન સોચ છે ખાસ તમારો,**
**હવે રાજ્ય કચેરી પધારોરે, એ-તમે રાજા છો ધીરાજ.**

ઉદય—ચંપકરાય ચાલો કચેરીનો વખત થઈ ગયો છે.

ચંપક—હા પધારો.

( એમ કહી ઉદય, બાળા, ચંપક, પ્રીયવંતી, સર્વ કચેરીમાં જાય છે બાદ પડદો ઉપડે છે. )

---

## સ્થળ.

### ઉદયસિંહ માહારાજની કચેરી.

( ઉદયસિંહ બાજાવતી ચંપક, પ્રીયવંતી અને રાજ્યના તમામ માણુસો આવી બેસે છે, છડીદાર છડી પોકારેછે.)

સીપાઇ—હજુર વાહાલો બ્રાહ્મણ પ્રવેશ કરવા માગે છે.

ઉદય—બોલાવો તેને.

( સીપાઇ બોલાવી લાવે છે. )

વાહાલો—અનદાતારને પગે લાગીયે.

ઉદય—આવો માહારાજ રાજ્યરૂપી પધારો, કેમ આવ્યા છો. ?

વાહાલો—જી સેહેજ આજ આપના સર્વ માણુસોનો મેળાપ જોવા અન્નદાતાર.

ઉદય—પધારો માહારાજ.

( એટલું કહે છે એટલે ખુરશીપર બેસે છે. )

સીપાઇ—હજુર બાદશાહ અને તેમના કેદીઓ પ્રવેશ કરવા માગે છે.

ઉદય—તેમને જલદી પ્રવેશ કરાવો

( બાદશાહ વઝીર, કેદારસિંહ અને તેમનો પ્રધાન સર્વ આવે છે. )

બાદશાહ—લીજીએ હજુર,યેહ આપકી હજુર કેદીયું લેકે આયા હું.

ઉદય—ઠીક બેસો. ( સીપાઇ તરફ જોઈને)સીપાઇ તેમને છુટા કરો.

સીપાઇ--જેવો હજુરનો હુકમ. ( સીપાઈ છુટા કરે છે, )

ઉદય--ફતેહખાં તમે દગલબાજી કરી સર્વના રાજ્યો ઉપર ચઢાઇ કરી કપટ કરી ફસાવી દઇ રાજ્યો છીનાવી લોછો અને કપટની બાજી રમ્યા કરોછો.

બાદશાહ—જી ના, હજુર હમ કપટકી બાજી રમંતા નહિં હયે ઔર દગા કરકે કીસીકા રાજ્યપે ચઢાઇ કરતા નહિ હયે.

ઉદય—હા હા તે હું જાણુંછું, સારી રીતે જાણુંછું.

બાદશાહ—જી હજુર આપકા સરદાર મેઘાજી કીદર હયે.

ઉદય—કેમ તેનું શું કામ હતું, તે તો બાહાર ગયા છે. ( સ્વગત જોઇએ તેને માટે આ ફતેહખાં શું કહે છે )

બાદશાહ—જી ઉસ્કુ જરા મીલનાં હયે.(સ્વગત મેઘા મીલે જબ ઉસ્કુ દેખ લઉં, ઔર દુસરી ચઢાઈ કરૂં ઔર રાજ્ય લેલઉં.

ઉદય—તેતો પોતાને સ્વધાંમ પોચી ગયાં, તે તો હવે તમને નહિ મળે.

બાદશાહ—અયશા કયશા ગયા હયે કે ફીર આનેવાલા નહિ હયે."

ઉદય—એતો પોતાની મેળેજ મરી ગયા એટલે આપને ક્યાંથી મળે !

બાદશાહ—યા ઇલિઇલ્લા, યેહ કયા ગજબ હુવા, વેતો બીચારા બહોત અચ્છા થા. ઔર બોહોત રમુજી થા.

ઉદય—હા રમુજી તો હતો પણ ગુજરી ગયો, એટલે આપણે શું કરી શકીયે. ( સ્વગત હજુ ફરીથી તેને માહારા રાજ્યઉપર ચઢાઇ કરવાનો વિચાર લાગે છે અને મેધાના મરી ગયાની ખબર સાંભળી નાખુશ થયો છે પણ હવે એ શું ફાવે તેવો છે કાંઈ નહિં જખ મારે છે. ( પીતાજી તરફ જોઇને ) પીતાજી કેમ કર્મનો અને પૈસાનો અજમાયશ કરી જોયો, ખાત્રી થઇ ના થઇ હોય તો લ્યો વાંચો. ( એમ કહી તેના હાથનો ચંપો લખાવી લીધેલો લેખ આપે છે. )

**કેદારસિંહ**—પ્રધાનજી ( ચીઠી જોઇને ) આ માહારી જ લખી આ પેલા આ ઉદય પાસે ક્યાંથી. હાય હંકાર કરી મદ રાખી કર્મને ખોટું માની , પૈસાની જુઠી જક પકડી રહ્યો અને, પાયમાલ થયો, હાય,કર્મ એ મને આ દશાને પ્રાપ્ત કર્યો, કર્મ તું છે એ ખરૂં છે તાહરા વિના સર્વ કાંઇ જુઠું છે ને કર્મમાં હોય છે તેજ મળે છે, પૈસો પણ કર્મમાં હોય છે તો જ મળે છે. પણ પ્રધાનજી આ તો ઉદયસિંહનું રાજ્ય છે; ઉદયને હું શી રીતે મો બતાવીશ ઉદય પાસે હું શી રીતે માફી માગીશ ઉદયને હું શી રીતે મળીશ, હું તેને શો જવાબ દઇશ, શું કહીશ.

**પ્રધાન**—માહારાજ આપના કહેવા પ્રમાણે હું પણ વરત્યોછું અને તે સજાને પાત્ર પણ થઇ ચુક્યો છું, માહારાજ માહારો ચંપક પણ અહિંજ છે. નશીબમાં જે લખ્યું હશે તે થશે, માહારાજ ગભરાશો, નહિં,

**ઉદય**—( નીચે ઉતરીને ) પીતાજીને પસ્તાવો વધારે થાય છે. હું તેમને વધારે કહેવાને લાયક નથી, માટે તે વાત કાઢી નાંખી તેમને આસન આપી બેસાડું, ( કેદાર તરફ જોઇને ) પીતાજી અને પ્રધાનજી પધારો અને આ આશનપર બેસો, કહી બેસાડે છે.

**ચંપક**—પીતાજી પધારો ખુરશી ઉપર બેસો ?

**ઉદય**—સીપાઇ—

**સીપાઇ**—હાજર સાહેબ.

**ઉદય**—જાવ તેમને માટે પોશાક લાવો !

**સીપાઇ**—લાવું અંનદાતાર,

( એમ કહી સીપાઇ એકદમ પોશાક લઇ આવે છે. )

**ઉદય**—પીતાજી આપ અને પ્રધાનજીકાકા પોશાક પેહેરી લ્યો,

( બન્ને પોશાક પેહેરેછે )

કેદાર—ભાઇ ઉદય વાહાલી દીકરી પ્રીયવંતીને કોઇ બારવટીઆઓ સ્વયંવરમાંથી વરી લઇ ગયા છે, હાય પ્રીયવંતી ક્યાં હશે !

પ્રીયવંતી—પીતાજી આ રહી આપની વાહાલી પુત્રી પ્રીયવંતી,

બાળા—( આછું ઓઢીને ) પીતાજી આ આપના વાહાલા પુત્રની ગૃહીણી બાળા.

( એમ કહી પગે પડે છે )

કેદાર—બેટા સુખી રહો.

ઉદય—પીતાજી ( એમ કહી કાનમાં વાતો કરે છે ) ( અને પછી ) પીતાજી ચંપકરાયની સાથે વાહાલી પ્રયવંતીના લગ્ન કર્યાં છે, પીતાજી ચંપકરાયે મને જીવતદાન આપ્યું છે, પીતાજી પ્રીયવંતીનો હાથ ફરીથી ચંપકરાના હાથમાં આપ સોંપો !

કેદાર—વારૂં દીકરા,

( કહી બંનેના હાથ મીલાવેછે)

હું માહારી વાહાલી દીકરી પ્રીયવંતીનો હાથ ઘણા હર્ષથી આ ચંપકરાયનાં હાથમાં સોપું છું.

ચંપક—તેને માટે હું આપનો મોહોટો આભાર માનું છું.

બાદશાહ—યાહ અલ્યા યેહ સબતો સગે નીકલે, અબતો યેહ સબ સાથ જાયગા.

ઉદય—ફતેહખાં આ લખાણ તમારા હાથનું છે. ( એમ કહી સોનાના પત્રાનો ચંપકનો લખાયેલો લેખ બતાવ છે )

બાદશાહ—જી હા. ( સ્વગત યા અલ્લા યેહ લીખાંનભી ઉસકે .. હાથમેં આયાહયે, અબ મેરા નસીબ ફુટ ગયા.

વજીર—જી ઉસમે કયા હયે, ચડતી પડતી સબકી આતી હયે.

બાદશાહ—વજીર તુંમ બ્હોત બદમાસ હયે, તુમને હમારા સબ નીમક હરામ કીયા, તુમને હમારા રાજ્યકા પાયમાલ કીયા. તુમને હમારા જીગરકા જાંન લીયા તું બેવકુફ હયે. ( કહી ધક્કો મારે છે )

**ઉદય**—ઠીક, ફ્તેહખાં તમારે તમારા રાજ્યના શીવાય સર્વ રાજ્યો ઉપરથી હાથ એકદમ ઉઠાવી લેવો અને તમારૂં રાજ્ય સાવધ રહી કરવું.

**બાદશાહ**—બ્હોત અચ્છા હજુર

**કેદાર**—હાય મે સર્વ રાખી, પૈસાનો મદ ચાખી, કર્મને ખોટું માંહું ની કર્મને ધીકારી માહારા સાચા અને વાહાલા દીકરાને દેશવટો દીધો હતો, અને મેં માહારા મનમાં ખોટો ગર્વ રાખ્યો હતો અને તેથી કરી આખરે માહારે કર્મ કબુલ કરવુંજ પડયું અને પૈસાના અભીમાને કરી વહાલી દીકરી પ્રીયવંતીને પણ ખોઇ બેઠો હતો અને ફત્તેહખાંને તાબે થઇ કેદ થયો હતો, તે સર્વ પરીણાંમ ફકત માહારા ગર્વનુંજ હતું, માટે સર્વ ભાઇઓને વિનંતી કરૂછું કે માહારી માફક કોઇ પણ માણસ ખોટો ગર્વ રાખી ફુલાશે, તેને આખરે કર્મ કબુલ કરવું પડશે, અને પાછળથી પસ્તાવવું પડશે, માટે ખોટો ગર્વ નહિ રાખો તેવી માહારી વંનતી છે,

**પ્રધાન**—મેં પણ રાજાના માણસ સમજી જાણ્યાં છતાં નોકરીની લાલચ રાખી, તેમના ખોટા મનને મળતા થઇ જઇ પૈસાનો ખોટો ગર્વ રાખી કર્મને ધીકાર્યું હતું, પરંતુ આખરે હજારો દુ:ખો વેઠી, છેવટે કર્મ કબુલ કરવું પડયું અને છેવટે સર્વ ભાઇઓને વીનંતી કરૂંછું કે ખરી વાત પોતાના મનની અંદર જાણી પોતાના હાકેમની ખોટી વાત કબુલ કરશે, તેને અમારી પેઠે પસ્તાઇ પાછળથી કર્મ કબુલ કરવું પડશે. અને રાખેલો ખોટો ગર્વ ઉતરી જશે. માટે સર્વ ભાઇઓ. બેહેનોને વીનંતી કરૂછું કે કોઈ પણ માણસે પોતાના મનમાં ખોટો ગર્વ રાખવો નહિ અને ખોટા ગરવ રાખી ફુલાવવું નહિં, નહિ તો તેનું પરીણામ છેવટે દુ:ખ મળશે, માટે ખોટો ગર્વ નહિ રાખો તેવી માહારી વીનંતી છે.

**કેદાર**—ભાઇ ઉદય અમારી મોટી ભુલ થઈ ગઈ છે.

ઉદય—પીતાજી ઘણું થયું હદ થઇ છે, હવે તે વાત બાજુપર મુકી દો અને કર્મને સાચું માની સૃષ્ટીમાં સુખમાં દીવસ નીરમગ્ન કરો ? અને આ સર્વ ખુશાલી સારૂ ઇશ્વર પાસે સર્વ પ્રાર્થના કરીએ.

સર્વ પાત્રો— ગાયન ૪૧ મું.

ખેલ સુદીર છે રસાળ, સમજો ભાઇ ખેલ છે સુંદીર રસાળ
કપટ ભરેલા કુચ્છંદી નરને, કર્મ નડયાં છે અપાર
અંનદાતાને કપટ ભીડાવા, કરોડ કર્યાતા વીચાર—
તોપણ પાપી નવ ફાવ્યો, કાંઇ ગયા આખર જમદ્વાર–સ.
રાજયતણા માલીક થઇ પોતે, કાંઇ ન સમજયા સાર
આખરથી સપડાઇ સમજી આ આવ્યા તે પાછા ઠાર
અંતરજામી અંતર આંણી જગ સુધારો સાર–સમજો.



# સૌભાગ્ય સવિતા

અને

## તરૂણ પુરૂષ.

યાને

વ્હેમનો આબેહુબ ચિતાર.

ભાગ ૧ લો.

રચી પ્રસિદ્ધ કર્તા.

ગોવીંદલાલ બાલાભાઇ ચોકસી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મણીલાલ ઘેલાભાઇ સાફી

આવૃત્તિ બીજી

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરી દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૬૩ સને ૧૯૦૭

કીંમત બાર આના.

# પ્રસ્તાવના.

---

**પ્રીય વાંચકવૃંદો**—આ કલ્પિત નૉવેલ બાહાર પાડવાનો પ્રથમ અમારો હેતું એવો છે કે મનુષ્ય જાતીને હર હમેશ પોતાના હ્રદયમાં વ્હેમવાસ કરી રહે છે તેવા ખોટા વ્હેમો દુર કરવાને વ્હેમનો ચિતાર આ પુસ્તકમાં આબેહુબ દર્શાવ્યો છે વળી મિત્રની ફરજ કેવી છે તે પણ ખુલ્લી રીતે દર્શાવ્યું છે. પતિ મેળવતાં સ્ત્રીને શું શું સંકટો પડયા છે અને શું શું ચાલાકી મેળવવી પડી છે તેનો પણ ચિતાર આબેહુબ દર્શાવ્યો છે. વળી તેઓને પ્રેમ કેવો આબાદ છે તે પણ દરસાવ્યું છે, સ્ત્રીઓએ પોતાના પતિની કેવી ફરજો બજાવી છે, તે પતિ પત્નિના મર્મના ભાષણો તેમજ ગાયનો કેવી રીતે બોલી એક એકનું પારખું લીધું છે ઢોંગ કરનાર ઠગ જોગીઓને તેઓના અપકૃત્યનો બદલો પ્રભુ કેવી રીતે આપે છે અને સાચા માણસને કેવી સાહાય કરે છે તે, અને અંતે બચેલો ઠગ સવિતા પાસે માફી માગેછે અને છેવટે જોગી થઇ જાય છે તે, ને સાસા ઘા કરવાથી તેનું આખરનું પરીણામ શું આવે છે તે, વળી કુસંપ કરવાથી કેવા ભયંકર ગુનેગારો બચી જાય છે અને પૂર્ણ લાભ મેળવી લે છે તે, કુસંપનું પરીણામ અવિચાર્યા પગલાં ભરવાથી આખરે કેવું નીપજે છે તે, મિત્રએ ફરજ કેવી બજાવી છે તે, મિત્રના સુખ સારૂ પોતાના આખા જન્મારાનું સુખ તજી દઈ પરદેશ ભોગવવા કબુલ કર્યું અને પિતા માતાનો એક ટેકની ખાતર ત્યાગ કર્યો તે, પરદેશ જતી વખતે પોતાના મિત્રને સુખ મળવાથી અને પોતે તો દુઃખી છે છતાં આનંદ માનવો તે, મિત્રની દાનાઇ મિત્રના પરદેશ જવાથી કીશોરનું દીલગીર થવું ને વિસે મોઢે પાછા ફરવું વિગેરે વિગેરે અતંત્ય વિષયો દર્શાવ્યા છે.

માટે પ્રીય વાંચક આ નૉવેલમાંથી જે જે સાર ચોગ્યે અને જે જે સારથી કાર્ય સુધરે તે તે સાર માંખીઓ અને ભમ·

રીઓની માફક થઇ જઇ જેમ જેમ તે મીઠું મીઠું મધ એકઠું કરે છે તેમ તેવા થઈ આપ સદ્‌ગૃહસ્થો પણ યોગ્ય યોગ્ય સાર ગૃહણ કરશો અને સેવકને સદાને માટે આભારી કરશો.

આ નોવેલનો બીજો ભાગ તૈયાર છે તે પણ ગૃહસ્થોને ઓડર આવ્યેથી બાહાર પડશે અને તે ભાગ સૌભાગ્ય સવિતા અને પુર્ણ ચંદ્ર નામથી નીકળશે તેના પણ પૃષ્ટ અને કીમત સરખીજ રાખી છે. માટે તાકીદે નામ નોંધાવો.

લી. સેવક.
ગોવિંદલાલ બાલાભાઇ—ચોકશી.
ઢાળની પોળમાં જગાભાઈની પોળમાં
અમદાવાદ.



# સૌભાગ્ય સવિતા અને તરૂણપુરૂષ

યાને

## વ્હેમનો આબેહુબ ચિતાર.

---

## પ્રકરણ ૧ લું.

---

### તરૂણપુરૂપ જોગી.

**દોહરો.**

પ્રેમ તણા ભરજોશમાં વ્હેમ વદયો તતકાર;
થઇ જોગી વનમાં ગયો પત્ર લખી તે વાર.

અસલ મુસલમાની વખતના એક જુના અને વિજયનગર નામના રળિયામણા શેહેરમાં બેહોળા અને શુશોભીત રસ્તા ઉપર એક નવિન બાગ હતો. તે બાગમાં તરેહ તરેહનાં ફુલો અને નવિન નવિન જાતનાં ઝાડો શોભી રહ્યાં હતાં. ફુલોની સુગંધી એકાએક ચારે બાજુ ફેલાઇ રહી હતી. આ બાગમાં લીમડા, પીંપળો, પાંપળા, અને વડ સિવાય બીજાં ઝાડો વિશેષ જણાતાં નહોતાં. આખો બાગ ફક્ત ઝાડોથી અને વેલાથી અતિ શુશોભિત દેખાતો હતો. બાગના મધ્ય ભાગે એક બેસવા સરખી બેઠક હીંમની માફક લાગતી હતી, તે જગ્યાએ એક કાચનું ટેબલ અને તેની આજુબાજુ નાજુક ખુરશીઓ ગોઠવેલી હતી. આ છાયાની ચારે બાજુ ફુવારા છુટી રહ્યા હતા. કાચના ટેબલ ઉપર એક ચાંદીની રકાબીમાં જુદી જુદી જાતનાં ફુલો મુકેલાં હતાં. ટેબલના ઉપરના ભાગમાં પંખો ટાંગી દીધો હતો. ટેબલ ઉપર નવીન ફેશનનો ખડીઓ અને નોટપેપર હોલડર પેનસીલ મુકી દીધાં હતાં. અત્તરદાનીમાં જુદી જુદી જાતનાં અત્તરો ભરી ત્યાં મુકી દીધી હતી. આ વખત આશરે સુર્યને થવા લગભગનો થયો હતો. તેથી જાનવરો પોતપોતાના માળા સંભાળી. માળા-

માં વાસ કરતા હતા. આકાશના તારા એકાએક ખીલી નીકળ્યા હતા. ચંદ્રમાનુ પુરતુ અજવાળું ખીલી નીકળ્યું હતું તે વખતે રાત્રીના આઠ વાગ્યાનો સમય થવા આવ્યો હતો. તે વખતે એક તરૂણ પુરૂષ આ બાગના મધ્ય ભાગની છાયા નીચે આરામચેરપર પોતાના માથા નીચે ભગવાં કપડાંની પોટકી મુકી નીંદ્રાવશ થયો હતો. આ વખતે આ પુરૂષનો પોશાક છેક પગથી તે ગળા સુધી કાળી મુખમલનો હતો. આ વખતે આ તરૂણપુરૂષના મુખારવિંદ ઉપર ચંદ્રમાનું આબેહુબ અજવાળું પડતું હતું. તેથી આ પુરૂષ જાણે આ વખતે એક ઈંદ્રિ સમાન નજરે દીસતો હતો. તેનું નાક અણીયાળુ અને જરી લાંમ્બુ દેખાતું હતું. તેના હસ્ત છેક ઢીંચણ સુધી પોચી શકે તેવા હતા. કપાળ તેનું વિશેષ પોહોળું હતું. તેના બન્ને હાથની દસે આંગળીએ ચક્રના નીશાન હતાં. તેની આંખો અણીઆળી અને શાંમ કીકી હતી. તેની ભમરો કોરદાર અને શોભાયમાન દેખાતી હતી. તેના દાંતદાડમ કળી જેવા આબેહુબ દેખાતા હતા. મુખને વિષે સુગંધીદાર પાન ગલોફામાં ઘાલેલું હતું. તેના માથાના વાળ કાળા સ્યામ અને માથે શોભીતા ગુચ્છા રાખેલા હતા. અને મધ્ય ભાગેથી સીધો સેથો પાડેલો હતો. માથુ તદન ખુલું અને ગુચ્છાથી શુશોભીત દેખાતું હતું તેની મુચ્છો વાંકડી કાળી અને લાંબી દેખાતી હતી. ગળામાં ચંદનહાર ઝબકી રહ્યો હતો બંને હાથે હીરા જડીત્ર અમુલ્ય વીંટીયો શોભી રહી હતી. કમરને વિષે પીસ્તુલ, બરછી, કટારી, અને તલવાર લટકી રહી હતી.

આ પ્રમાણે આ પુરૂષ આ રળિયામણા બાગમાં છેક નીંદ્રાવશ થઇ ગયો હતો. નીંદ્રામાં કાંઈ હાથના ચાળાની માફક કરી. કાંઇ સેહેજ બડબડતો હતો. તે એકદમ નીંદ્રામાંથી ઝબકીને જાગી ઉઠયો. અને ખુરશીમાં બેશી કાંઇ કોઇને સ્વાલ પૂછતો ન હોય ! તે માફક કરવા મંડી પડયો. "તરૂણ પુરૂષ બોલ્યો" સવિતા સવિતા સવિતા હવે તું મને ન રોક હવે મને આ સંસાર એક વિષ સમાન થઇ પડયો છે. બસ હવે હું તે તરફ નહિજ આવું હવે મને તે તરફની બીલકુલ પરવા નથી. હવે હું તે તરફની પરવા બીલકુલ ધરાવતો નથી. માટે મારી આશા રાખ્યા શિવાય, એક ઘર તરફનો રસ્તો ઝાલો બસ હવે મારા તમોને સઘળાને છેલાજ સલામ છે. હ-

વે હું તમો ને મળવા ને બીલકુલ ચાહતો નથી. મને તારૂં મુખ દેખાડી વારંવાર દોશિત ન કર. હું પવિત્ર છું મારૂં અંતઃકરણ પવિત્ર છે. બસ હવે આફ઼ાની દુનિયાને મારી છેલી સલામ છે. બસ હવે મારી આશા રાખ્યા શીવાય, વ્હાલો રસ્તા એકદમ પકડી લ્યો અને મન ધાર્યો વિચાર કરી લ્યો કે જેથી તમોને ભવિષમાં સુખ ઉત્પન્ન થાય. મારાથી તમોને નાહક દુઃખ ભોગવવું પડશે. અને લજવાઈ મરવું પડશે. માટે ; તમે કીશોર સાથે રહી પાણી ગ્રહણ કરો ! કે જેથી તમારો ભવ સુધરે. કારણ હું તમારાથી એક ચોપડીઓછું ભણેલો છું એટલે તમારે લાયક હું તો નથીજ ખરો મારીજ ભુલ થએલી છે પણ ફીકર નહી હું તો તમને ખાસ કહુંછું કે મને દુનિયાની કે તમારી કોઇની બીલકુલ પરવા નથી. પરંતુ (ભગવાં કપડાં માથા નીચેથી કાઢવા જાય છે એટલે કપડાં હાથમાં લઇને ) અરે! હું આ કોને કહું છું ? હું શું વાત કરૂં છું. ? મારી સાથે હાલ વાત કોણ કરતી હતી? તે કયાં ગઇ? સવીતા હતી. પણ અરે! ખબર વિના સવીતા અહીં કયાંથીજ આવે. પણ અરે ! આ મને ખરેખર સ્વપનું કે પ્રત્યક્ષ વાત. શું થયું હશે? શી રીતે બન્યું હશે ? કોણ જાણે ઇશ્વર જાણે જે થયું હશે તે (થોડીકવાર વીચારમાં પડી જઇને) શું સવિતા તુ મને બીલકુલ નથીજ ચહાતી ? તે મને તદન વીસારીજ મુક્યો ? શું હું તારી ગણતીમાંજ નહી ? શું તું કીશોરથીજ પ્યાર રાખશે ? શું તું આગળનો પ્રેમ તદન વીસરીજ ગઇ ? સવીતા તાહારા મા બાપને અને મારા મા બાપને મેં નહી ગણુગારતાં મેં હાલ સુધી તારી સાથે પત્ર વેહેવાર રાખી પ્રેમ રાખ્યો હતો. છતાં તેં મહારાજ આગળ કીશોર સાથે મુખ મલકાવી પ્રેમથી વાત કરી શું તુ તદન નીર્લજ્જ બની ગઇ? શું તું આટલી બધી વાતકી અને ક્રૂર છું ? શું તું મતલબીણ અને જુઠીજ છે? શું તેં તારા વચનનો અને કાગળોનો આજ ઉપયોગ કરયો ? જા માણુસનું વચનતો એકજ હોય છે. મેં મારા મન સાથે જે વિચાર કરયો છે અને હું જે કરૂં છું તે બરાબર અને જરીએ જરી ખરૂંજ કરૂં છું. વચનભંગ મેં કદીનથી કર્યું. હું હાલ સુધી તારી સાથે ભોળાઇથીજ અને ભલાઈથીજ ચાલ્યો છું દુનિયામાં મને ખોટા કહેનાર કોઇ નહીજ મળે. પરંતુ તારા કરેલા કૃત્યો યાદ રાખજે હું તો હવે દુનીયા

છોડી મોક્ષ મળવાના ધામનો રસ્તો પકડું છું. પણ અરે ! વળી પાછો હું કોની સાથે વાત કરૂંછું ! હું તો અહી એકલોજ છું કોને ઠપકો દેવોછો! બસ હવે તો કાંઇજ કહેવું નથી મારી પ્રત્યક્ષ મારાથી ચુપકી રીતે એ બંને જણાએ. ખાસ ખાનગી વાત કરીછે. માટે હવે મને દુનિયાની શું પરવા છે! જોગી થઈ જઇશું ઇશ્વર ભજન કરીશું. ગીતા વીગેરેનો અભ્યાસ કરીશું અને વગડા કોતરો ગુફાઓ ફરીશું અને દુનિયાથી નીરભય પણે થઇશું અને કડાકા પણ કરીશું તેમાં શું છે! એ કામ કરવું એ મારૂં મરદનું કરતવ્ય છે. તેમ કરવાથી દુનિયા મને અપકીરતી નહીજ આપે. પણ અરે ! દુનિઆની હવે મને શું પરવા છે! પરંતુ સવિતા તું યાદ રાખજે. તારા કૃત્યો તનેજ નડવાનાં છે મને ફોકટ વિશ્વાસ આપી તેં તદ્દન બનાવીજ મુકયો (ક્રોધમાં કહે છે ) નીચ અધમ ચંડાળની તેં એક ભવમાં બે ભવ કરવા તઇયારીઓ કીધી શું તું મને દુનિયાથી બાહાર કાઢીરાજી થઇ! પણ ફીકર નહી હું નો આ દુનીયામાં ફકત તારૂંજ મહો જોવા બીલકુલ ઇછિતો નથી. હવે તારૂં મહોં જોવાથી હું અપવિત્ર થાઉં તેના કરતાં જોગી બની રાખ ચોળી પ્રભુનું ભજન કરવું હું હજાર દરજજે સારૂં સમજું છું બસ હવે વધારે વખત શા માટે રોકવો હવે ઝટપટ અહીંથી રવાના થઈ જાઉં વળી જો તે અહીં આવશે તો તેની સાથે વળી વધારે માથા ઝીક કરવી પડશે તેના કરતાં લાવ માલીને બોલાવી જવા તરફની તજવીજ કરૂં (એ પ્રમાણે વીચાર કરેછે એટલામાં બાગવાન તેની પાસે આવી કહેવા લાગ્યો ભાઇ આજ આપ અહી એકલા કેમ પધારયાછો ? સવિતા બાઇને કેમ લાવ્યા નથી ? ઘણો વખત થયાં શા વિચાર કરોછો! તરૂણ પુરૂપ બોલ્યો.

"બાગવાન કાંઈ નહિ આજ મને એકલાને વેહેલી ફુરસદમલી એટલે હું બારોબાર અહીં એકલો આવ્યો છું" બાગવાને ધીમેથી કહ્યું

"ત્યારે આ માથા નીચે પોટલી શાની મુકી છે! કોઈ દીવસ નહિં અને આજ આપની પાસે આ ભગવાં કપડાંની પોટલી શાંની? મને તો આજ અચંબા મારક લાગે છે." તરૂણ પુરૂષે જુવાબ દીધો.

"ભલા બાગવાન હું તને શેહેજ ચેતાવવા સારૂ જણાવું છું તે મારા ગયા પછી બાપુ વિગેરેને કહેજે. પરંતુ હું અહિ છું ત્યાં સુધી બીલકુલ કોઇને એક પણ સ્વર બોલીશ નહિં લે આ તેના બદલામાં

(આંગળીએથી વીંટી કાઢી તેને આપે છે અને હાર આપે છે) આ અમુલ્ય વીંટી અને હાર આપું છું તે લે પરંતુ હાલ વાત બહાર ન પડે ! જો જો તારે, મેં આજથી જોગી થવા વિચાર ધાર્યો છે માટે (ભગવા કપડાં પહેરે છે અને મુખમલનાં કપડાં તેને આપે છે) આ કપડાં લે અને આ ચીઠી લખી આપું છું તે તું ઘેર જઈ બાપુને આપી આવજે એટલું કહી ભગવાં કપડાં પેહેરી તૈયાર થઈ ગયો. બાદ ખુરશીપર બેસી એક ચીઠી લખી. બાગવાનના હાથમાં આપી. એટલે બાગવાને તે ચીઠી તેજ કાચના ટેબલપર મુકી દીધી એટલામાં તે તરૂણ પુરૂષે જંગલનો રસ્તો માપવો શરૂ કર્યો." અને માલીએ તેનો હાથ ઝાલી તેને રોકયો અને બોલ્યો.

"ભાઇ અમ એકાએક ગુસ્સે કેમ થાઓ છો ધૈર્યતા રાખો સબુર કરો થોભી જાઓ ! શું આમ કરવું તમારા જેવા કુલીન મનુષ્યોને શોભે ? શોભેજ નહિં. માટે મારા ગરીબ ઉપર દયા કરી આપ આપના પિતાજી આવે ત્યાં સુધી થોભી જાવ ? આમ એકાએક ચાલ્યા જવું એ મહાદોશિત છે માટે આપ સમજુ છો ભણેલા છો ચાલાક છો એટલે માહારે આપને વધારે કહેવા બીલકુલ માહારૂં મન ના કહે છે. પરંતુ ગમે તેમ કરી થોડો વખતતો થોભીજ જાવ નહિં તો મારા ગરીબના ભોગ મળી જશે અને માર્યો જઇશ." તરૂણ પુરૂષજોસભેરબોલ્યો

"બસ હું તો મારો વિચાર કરવાનો ને કરવાનોજ." (એટલુંજ કહી બાગવાનને તરછોડી નાંખી છુટો થઇ ગયો.)

વાંચનાર ! તું તેમ ન કરતો ! તું સાસાધા કરીશ નહિં ? વિચાર કરજે ? સ્રી પરક્રોધ લાવીશ નહિં ? તપાસ કર્યા વિના આગળ પગલું ભરીશ નહિં ? ઉતાવળ કરવાથી ઉલટું નુકશાન છે ! બુદ્ધિનો ઉપયોગ તપાસ કરીનેજ કરજે વ્હેમનું ઓસડ મળતું નથી વ્હેમ તો ફકત તપાસ કર્યાથી અને ચોકસ કામ કર્યાથીજ મટે છે.



# પ્રકરણ ૨ જું.

## સવિતાની તરૂણ પુરૂષ માટે શોધ.

દોહરો.

પત્ર વાંચ્યો છે પ્રીતથી તે પર ચોટયું ચિત;
સુખે ચાલ્યાં શોધમાં ધન્ય છે સ્ત્રીની રીત.

સવિતા બોલી—"ભાઇ કીશોર, તેતો મને બીલકુલ બોલાવતાજ નથી. અને મારા સામું પણ જોતા નથી. હવે મારો શો ઉપાય ! સોગન સામા સામી ભરપુર ખાધા છે. તેમની મુખાકૃતી જોયે લગભગ અડવાડીયું વીતી ગયું છે તે નહિં મળે તો હવે આ સવિતા બીલકુલ જીવી શકવાની નથી. માટે ભાઇ તમો આ ગરીબ બેહેનપર નજર કરો. તમે ત્યાં જઈ ખબર કાઢો અને તેમને સમજાવો તે સમજશે, તે મારા ઉપર પ્રેમ રાખે છે તે મને એક ઘડીક પણ વિસરતા નથી. તે મને હરદમ યાદ કરતા હશે તેમનો પ્રેમ અને મારો પ્રેમ આબાદ સાચો છે. પરંતુ મને તે મળ્યા નથી. તેથી મારૂં હૃદય ગભરાય છે. મને ચિન્તા ઘણી થાય છે. મને તેમના વિના અન્ન પણ બીલકુલ ભાવતું નથી. માટે વાહાલા ભાઇ કીશોર મને તમે હાલને હાલ ખબર કાઢી કહેસો ? અને તેમને મને મેળવશો ! મેળવશો તો હું કોઇ દીવસ તમારો ગુણ નહિં ભુલું. અને ઇશ્વર તમારૂં સારૂં કરશે." કીશોર બોલ્યો

" વારૂ બેહેન હું તેમના ઘર આગળ જાઉંછુ મને તેમને ઘેર જવા આવવાની પુર્ણ પરવાનગી છે માટે તમે નીશ્ચિત રહો તે જો ઘર આગળ હશે તો તેમને તમારી પાસે લાવું છુ. અને તેમને મના-વીસર્વે વાતે સમજાવી. તમારો મેળાપ કરાવી આપું છું. „ ( એટલું કહી કીશોર તરૂણ પુરૂષના ઘર તરફ તાબડતોબ રવાને થયો. અને સવિતા ત્યાંજ બેસી રહી ) સવિતા વિચાર કરવા લાગી પ્રભુ ! પ્રભુ ! તું કરે છે તે ખરૂં છે ગાઢો પ્રેમ છતાં એકા એક કોણે તેમને ભર-માવી નાખ્યા હશે ! તેમને આવી સલાહ આપી ખોટો વ્હેમ કોણે ભરાવી દીધો હશે ? પણ જોઉં જો એ કીશોરભાઇ તેમને બોલાવી લાવે છે તેમને તે બોલાવી લાવશે અને તે અહીં આવશે તો હું

તેમને પગે પડીશ મારી ભુલ થઇ ગઇ હશે તો માફી માગીશ. છેડો પાથરીશ અને તમારી ભુલ થઈ હશે તો હુ તેમને પુછી સુધારી લઇશ અને તેમને પ્રેમમાં સામેલ રાખીશ.

આ પ્રમાણે વિચાર કરે છે એટલામાં કીશોર ઉતાવળો ઉતાવળો સવિતા પાસે આવી ઉભો રહ્યો અને બોલ્યો.

ભાભી મારા ભાઇતો એક અઠવાડીયું થયા ઘેર આવ્યા નથી અને હાલ તેમનો કાંઇ પત્તો નથી. હાય! હવે શું કરીશું કયાં શોધીશું? મારો વ્હાલો ભાઇ કયાં મળશે? તે કયાં હશે?

આ પ્રમાણે કીશોર સવિતાને કહેછે એટલે સવિતા ધરણી ઉપર એકદમ ધબાકા સાથે ઢળી પડે છે અને બેશુદ્ધ થઇ જાય છે એટલે કીશોરે તેની કેટલીક સારવાર કરી. આંખો દાબી ઠંડુ પાણી છાંટયુ એટલે કીશોર ધીરેથી બોલ્યો.

"ભાભી અહીં ગરમી વધારે છે માટે તમને ગરમી વધારે લાગતી હશે મને પણ ગરમી ઘણી લાગે છે માટે મારા ભાઇના બાગ તરફ ચાલો ત્યાંની હવા ઘણી સરસ છે ત્યાં જઇશું તો ચિન્તામાત્ર સઘળી દૂર થશે અને મગજ પ્રફુલીત રહેશે માટે ચાલો" સવિતા બોલી

"વારૂં ભાઈ ચાલો તે તરફ જઇએ તમારૂં કહેવું માત્ર સઘળું ખરૂં છે માટે ચાલો તે તરફ જઇએ."

આ પ્રમાણે વાત થયા પછી કીશોરે રસ્તે જતી એક ગાડી ઉભી રખાવી. અને તેમાં બેશી જે બાગમાં પેલો તરૂણપુરૂષ બેઠો હતો તે બાગમાં હંકાવી એટલે ગાડી અડધા કલાકમાં બાગ પાસે આવી ઉભી રહી. ગાડીમાંથી ઉતરી બંન્ને જણાં આ બાગમાં ઝાડોની અને ફુલોની સુગંધી લેતાં લેતાં સઘળા બાગમાં ફરવા લાગ્યાં. ફરી રહ્યા પછી શ્રમ પડવાથી જે છાયા બાગવચે હતી તેજ છાયા નીચે આવી ખુરશી ઉપર બેઠાં. અને હવા ખાવા લાગ્યાં આ લોકોને આવેલા જોઇ અને છાયા નીચે બેઠેલા જોઇ બાગવાનના મનને ચિન્તા થવા લાગી ચિન્તા થવાનું કારણ માત્ર પેલી ચીઠી હતી, તે ચીઠી તો તે તરૂણ પુરૂષે પોતાના પિતાને આપવા ફરમાવ્યું હતું. તેથી તે માળી અંતઃકરણમાં ઘણો બીહીવા લાગ્યો. અને તેમની પાસે આવી ઉભો રહ્યો, પરંતુ તેનાથી તે ચીઠી ઉપાડી લેવાનો લાગ ફાવ્યો નહિં, અને મનમાં વિચાર કરી ધીમેથી બોલ્યો.

કેમ બાઇ સાહેબ, આજ મુખાકૃતિમાં ફેરફાર લાગે છે ? કાંઇ નુકશાન થયુંછે? કેમ આજ ચેહેરો ઉદાશ લાગે છે." સવિતા બોલી.

'ચિન્તા તો કાંઇજ નથી ને છે તો ઘણી છે, શું ઇલાજ ચાલે ? પણ કાંઈ નહિં માળી થોડાંક ફુલો રકાબીમાં લાવી આપ!" માળી બોલ્યો.

"લાવું બાઇ સાહેબ ફુલો સઘળાં તઇયાર છે ( એમ કહી બાજુપર જઇ વિચાર કરવા લાગ્યો ) લાગ તો ઠીક આવ્યો છે ફુલની રકાબી મુકી દઇ ટેબલપરથી કાગળ ઉઠાવી લઈશ. આપણુ ગોઠવણી ઠીક બની આવી, પ્રભુને કરવું હોય તો કેમ ન કરે આ પ્રમાણે વિચાર કરી બાગમાં જઇ કેટલીક જાતનાં ફુલો રકાબીમાં ભરી બંને જણાં બેઠા છે ત્યાં આવીને ટેબલ ઉપર મૂકી દીધાં અને ધીરેથી કાગળ ઉઠાવવા જાય છે એટલામાં કીશોર બોલ્યો.

"માલી આ કાગળ શાનો છે ? કેમ કપટ કરી ટેબલ પરથી થી લઇ લેછે. લાવ જોઇએ શાનો છે ? જોઉં વારૂ." માળી બોલ્યો.

"એ કાગળ આપને આપવાનો નથી. એ તો બાપુને આપવાનો છે એ તો બાપુનો છે તમારે શું કામ વાંચવો પડે ? તમને તે વાંચવાથી શું ફાયદો ? તમારે તે કાગળ જોવાની કે વાંચવાની કાંઈ જરૂર નથી." કીશોર બોલ્યો.

"ઠીક ઠીક લાવ મને તેના ઉપરના તો અક્ષર જોવા દે, જોઇએ સરનામું કેવું લખ્યું છે. લાવ હું નહી ફોડું, ફોડુ તો તારાસમ, લાવ જોઇને તુરત પાછો આપુંછું." માળી બોલ્યો.

"લ્યો બાઇશાબ પણ ફોડશો નહીં. જો ફોડશો તો મારા બાર વાગી જશે ને મારો રોટલો ટળશે માટે...કીશોર બોલ્યો.

"અરે ભલા માણુસ તું શું કામ ગભરાય છે હું તને જોવો ને તેવો જોઇને તરતજ પાછો આપું છું પરંતુ આ તને કોણ આપી ગયું તે તો મને કહે." માળી બોલ્યો.

'તેનું તમારે શું કામ છે તમે તમારે ઉપરનું શરનામું જોઈ લ્યો એટલે પતી ગયું. પછી શું છે નકામી લાંબી લાંબી પંચાત કરો છો તે કોઇના કાગળનું કહેવાને શું હું બંધાએલો છું." કીશોર બોલ્યો.

છો આપું છું નામ ના દઇશ બાપુ, લે રાજી થયો ! ” માલી બોલ્યો.

“ ત્યારે સીધી રીતે કહોને, લ્યોઃઆ રહ્યો કાગળ.” એટલું કહી માળી કીશોરને કાગળ આપે છે; તે કાગળ લઇ કીશોરને આપે છે, તે લઇ કીશોર અને સવિતા સરનામું વાંચે છે; અને અક્ષર ધારી ધારીને જુએ છે. અને સવિતા અક્ષર ઓળખી ગભરાઇ ને બોલી.

“ કીશોરભાઇ, કીશોરભાઈ, જુઓ તો ખરા તેમાં શું લખ્યુ છે ફોડો. ફોડો એટલે ઝટ દઇ ખબર પડે. ” કીશોર ધીરેથી બોલ્યો.

“ તે કેમ ફોડાય. બીજાના નામનો કેમ ફોડાય. પરંતુ જોઉં- છું જોએ માલી લલચાય તેમ છે ! જો લલચાય છે તોનો આ મારા ગળાનો હાર કાઢીને આપું છું અને તેની રજા લઇ કાગળ ફોડું છું; એમ કહી બોલ્યો.

“ માલી તું મારૂં કહેવું માનીશ ? ” માલી બોલ્યો.

“ વળી પાછું તમારે તે શું મનાવવાનું છે ? ” કીશોર બોલ્યો.

“ શું કહું છું તે કાગળ ફોડવાનું અને ( ગળામાંથી હાર કાઢીને ) આ હાર ઇનામમાં આપવાનું, કેમ બોલ તારી ખુશી છે?” માલી બોલ્યો.

( લાલચ રાખી લપટાઇ જવું કે નિતિથી ચાલવું ? કેમ કરવું કાંઈ નહિ એતો એજ, એમ વિચાર કરી બોલ્યો )

કાંઇ નહિ વળી મેં કાં આપને ફોડવાની ના પાડી છે, ને હારને તે મારે શું કરવો છે, બાપુ આપનુંજ અન્ન ખાઇ જીવું છું અને આપનુંજ અન્ન ખાઇ દાહાડા કાઢું છું; માટે રહેવા દો શું એમ તે કાંઈ બનતું હશે કે ! રહેવા દો. ” કીશોર બોલ્યો.

“ કાંઈ નહિ માળી તું કયાં અમારી પાસેથી જોર જુલમથી લેછે, આતો પાન સોપારી હું મારી ખુશીથી આપું છું માટે લે ? માલી વીચાર કરવા લાગ્યો, ( લલચાઇને લેવા દેને જીવડા એમાં શું થયું કયાં બાપુ જાણવાના છે. તે જાણે તો ભાગ મળે પણ તેતો જો- ગી થઈ ચાલ્યો ગયો છે તે કોણ જાણે કયારે આવશે. માટે એક વખત વગર મહેનતે તાલેવન તો થઈ જવા દે એમ વિચાર કરી માળી બોલ્યો.

કાંઈ નહિ બાપુ તમારી ખુશી, આપવાની છે તો લાવો, આપણે તો તમારા નોકર છીએ; બાપુની મેહેરબાની છે એટલે હવે મારે શું જોઈએ છીએ."

એમ કહી હર લઇ પોતાના કામે બાગ તરફ ચાલ્યો ગયો, કીશોર અને સવિતા કાગળ વાંચવા લાગ્યાં સવિતા " બોલી."

ભાઇ કીસોરભાઈ જુઓ ને તેમાં શું લખે છે વાંચો ને અક્ષર તો ખરેખર તેમનાજ છે માટે વિલંબ નહિ કરતાં ત્વરાથી વાંચો કે મારી ફીકર દૂર થાય; કીશોર બોલ્યો.

" વાંચુ ( એમ કહી ફોડે છે અને નીચે પ્રમાણે વાંચે છે ) ભાભી જુઓ આમાં તો ફકત ટુંકામાંજ લખે છે. કયે રસ્તે ગયા છે તે માલીને પુછવાથી નીકળી આવસે પણ લ્યો આ કાગળ તો વાંચો" સવિતા બોલી.

" લાવો વાંચું. "

વડિલ પિતાશ્રી. તા. ગુપ્ત કારણસર સદાને માટે ચાલી ગયોછું, હવેની આશા રાખસો નહિ, દુનિયા ત્યાગ કરી ભ્રમણામાંથી છુટી શાન્ત પમાડનાર રસ્તો બારીકીથી સોધી નીકળ્યો છું; મારે માટે બીલકુલ તસ્દી લેવી મુકીજ દેજો, અને નીર્ભય પણે રહેજો. પાપનો રસ્તો છોડી પુન્યનો રસ્તો ઝાલ્યો છે તેથી નામ કલંકીત કદી નહિજ થાય. અને આ તમારો વ્હાલો પુત્ર નામ કલંકીત થવા કદી દેશેજ નહિ. અને દુઃખને સદા સુખ માની અસલનાં વ્હાલા સગાઓને મળવા બનતો પ્રયત્ન યોજી જરૂર મળશે.

લી.

આ છેલ્લાં પત્રના પ્રણામ, લખનાર અને સંસાર ત્યાગ કરનાર તમારો વ્હાલો પુત્ર

---

સવિતા બોલી ! કીશોરભાઇ ! તેમના લખવા મુજબ તો એમ સમજાય છે, કે સંસાર તજી સાધુ થઇ જાઇશ, અને પ્રભુજીને ભજીશ. મારી આવવાની આશા તો છોડીજ દેજો. આ પ્રમાણે લખે છે, પરંતુ માળી જાણતો હશે કે તે કયે રસ્તે ગયા છે તે રસ્તો આપણને બતાવશે, માટે માળીને બોલાવી પુછી જુઓ, કે જેમના તેમ તેમની પાછળ શોધમાં નીકળી પડીયે; અને ન પત્તો લાગે તો આપણે પણ જીન્દગી સંસાર બાહાર કાઢીયે તે ગયા છે તેનું કારણ શું હશે !

શાથી ગયા હશે ! તે ક્યાં હશે ! ક્યાં પત્તો લાગશે ! હાય મને મળ્યા નથી. આઠ દીવસથી બીલકુલ મળ્યા નથી; અને મળ્યા શિવાય બારોબાર ચાલ્યા ગયા છે માટે મને લાગે છે કે તેમના મનને તો કુંજ દુ:ખનું કારણ થઇ પડી હઇશ. શું તેમને મારા વિષે વ્હેમ પડ્યો હશે? વ્હેમ પડ્યો હશે તો પણ મને સાચીને શું છે. માહારૂં અંતઃકરણ, પવિત્ર છે, તો પછી પ્રભુ મારી મુરાદ પાર પાડી તેમનો ને મારો મેળાપ જલદીજ કરી આપશે, પરંતુ માલીને બોલાવી તે કયાં ગયા છે તે વિષે તજવીજ કરો, અને રસ્તો પુછી જુઓ, એટલે આપણે તેમનાં પગલાં સોધતાં સોધમાં જઇએ. " કીશોર બોલ્યો.

"બોલાવું ભાભી હું પણ તમારી સાથેજ આવું છું, ગભરાશો નહિં; માલીને બોલાવું છું ( હાંક મારીને ) માલી ?" માલી બોલ્યો

"જી આવ્યો હજુર શો હુકમ છે. " કીશોર બોલ્યો.

"હુકમ તો કાંઇજ નથી પરંતુ ભાઇ કએ રસ્તે થઇ ગયા છે તે રસ્તો તું જાણે છે ? જો જાણતો હોય તો હાલને હાલ બતાવ અમે પણ તે તરફ જવા ધારીએ છીએ. " માલી બોલ્યો.

"જુઓ આ પુરવદિશા તરફનો સીધો રસ્તો છે તે રસ્તે થઈ ગયા છે; માટે તે રસ્તે જશોતો તમને તે જરૂર મળશે."કીશોર બોલ્યો.

"વારૂ ભાઇ (સવિતાને) સવિતા બેહેન વગડાનું કામ છે માટે આ વેષે તે તરફ જવું ઠીક નહિં માટે કોઈ બીજી જાતનો વેશ ધારણ કરી જઇશું તો કોઇ પ્રકારનો ભય રહેશે નહિં, પરંતુ તેવો વેષ કયો ધારણ કરીશું કે ચોરનો કે કોઇનો પણ આપણને બીલકુલ ભયન લાગે ! અને તે પણ ન ઓળખે અને કામ સિદ્ધ થાય."સવિતાબોલી

"અરે મને એક સારી વાત યાદ આવી છે, વેશ તો એ ધારણ કરવો કે હું જાણે મહીઆરી બનુ, અને તમે જાણે આહીર બનો તો ફાવીએ, તે આપણને મળશે તો પણ તે પારખશે નહિં, અને વળી ચાર જનાવર ઈત્યાદી કોઇનો ભય પણ રહેશે નહિં કહો આ વાત તમને પ્રસંદ આવે છે ? " કીશોર બોલ્યો.

" તમારૂં કહેવું મારી ધ્યાનમાં બરાબર આવે છે એ વિચાર તમારો ચોકસ છે માટે પૈસા આપી માળી પાસે ગુપ્ત રીતે સરસામાન કડીવાલી લાકડી અને ચાંદીનો લોટો વિગરે મંગાવું; એમ કહી અવાજ કાઢી બોલ્યો માળી ! આમ આવ, ને લે બજાર જઇ કહું

તે લઇ આવ. ' માલી બોલ્યો.

" કહો હજુર શો હુકમ છે જે હોય તે ફરમાવી દો." કીશોર બોલ્યો.

" (દશની નોટ તેના હાથમાં આપીને ) લે માલી, આ રૂપિઆમાંથી એક આહીરને પેહેરવાનો અને એક મહીઆરીને પેહેરવાનો ડ્રેસ લઇ આવી તાકીદથી પાછો આવ ? " માલી બોલ્યો.

"જેવો હજુરનો હુકમ લઇ આવું સાહેબ ( કહી બજાર તરફ ગયો ) " સવિતા બોલી ." ભાઇ, કીસોરભાઇ આપણું ભાઇ બેનનો સંબંધ છે, પરંતુ એમના શિવાય અજાણ્યાં માણુસો પુછે તો ધણી ધણીઆણી કહેજો, નહિં તો બધી વાત મારી જશે અને મૂરખ બનીશું, આપણું અંતઃકરણ ચોખ્ખું છે એટલે સઘળા જખ મારે છે" કીશોર બોલ્યો.

" બેહેન તું મારી છે તો ભોજાઇ પણ તું માહારી એક ધર્મની બેહેન તરીકે છું માટે બેહેન ચિન્તા માત્ર દુર કરી નાંખી મન ચોખ્ખું રાખો, મનમાં ગભરાશો નહિં પ્રભુ કરસે તો સઘળી વાતે સારૂજ થશે; અને ઇશ્વર આપણને સાહાય કરશે. " એટલું કહે છે એટલામાં માળી બજારમાંથી મંગાવેલાં આહીરનાં અને મૈયારીનાં કપડાં અને ડાંગ અને લોટા વિગેરે સઘળો સામાન લાવી હાજર થયો; અને બોલ્યો, ભાઇ લ્યો. એટલું કહે છે એટલે જુક્તીથી પેહેરેલાં કપડાં ઉપર લાવેલાં કપડાં પેહેરી લેછે અને માલીને એક બીજી ચીજ વીંટી ઇનામમાં આપી બતાવેલે રસ્તે ચાલી નીકળે છે.

---

## પ્રકરણ ૩ જુ

તરૂણપુરૂષનું ઘર, સવિતાના અને કીશોર;
ના માપને અને તરૂણપુરૂષના માબાપ.
ને માંહો માંહે પંચાત,

દોહરો.

પત્ર લઇ આવીયો માળી બુઢા પાસ,
બુઢાને ચમકાવીયો બોળ કરી ત્યાં ખાસ,

પાછલી રાતનું ચંદ્રમાનું સેહેજ સેહેજ અજવાળું બંધ થતું ગયું હતું. સુર્યના કીરણો ફુટવાની તૈયારીમા હતાં. પરોઢીયાનો સંમય એકાએક થવા આવ્યો હતો. ઘરઘડાઓના નાદ મોટે સાદે સંભળાતા હતા ઉનાળાનો દીવસ હોવાથી છોકરાઓ હાથમાં સ્લેટ, દફતર લઇ નીશાળ તરફ ચાલતા રસ્તામાં દીસતા હતા. ન્યાયાધીશો ન્યાય સારૂ પોત પોતાના ઓધ્ધે બગીઓ, ચારટો, સગરામો, વિગેરેમાં બેશી જતા દેખાતા હતા. મજુરીઆઓ પોતપોતાના કામે ચાલી નીકળ્યા હતા. શોખીન સજ્જનો હવાખાવા સારૂ, કિમતી પોશાકો સાથે સજ્જેટે ભપકાબંધ રસ્તે ચાલતા નજરે દેખાતા હતા. એ સમયમાં પેલો બાગવાલો માળી, પેલી લખેલી ચીઠ્ઠી લઈ દોડતો દોડતો અને ધસ્યો ધસ્યો તરૂણપુરૂષના બાપને આપવા સારૂ બ્હીતો બ્હીતો, થરથરતે અંગે આ તરૂણપુરૂષના બાપ પાસે આવી એકદમ પેલી ચીઠ્ઠી તેમના હાથમાં મુકી દીધી. તે ચીઠી તે બુઢ્ઢાએ પ્રકરણ ૨ માં બતાવેલી વાંચી; વાંચતાની સાથે ડોસો એકદમ ફીકો ફચ પડી ગયો. શરીરનું લોહીતો તદન ઉડીજ ગયું, તેનું શરીર એકાએક કંપવા લાગ્યું, એકદમ બ્હાવરો બ્હાવરો બની ગયો, મોંમાંથી એક પણ સ્વર કાઢવાની સત્તા તેનામાં બીલકુલ રહી નહિ. અને બેહોશ બની ગયો. થોડીક વારતો ભાન શિવાય જમીનપરજ પડી રહ્યો. તેને ઉઠવાની સત્તા બીલકુલ રહીજ નહિં બાદ થોડીવારે માળીએ તે બુઢ્ઢાને બેઠો કર્યો. અને તેને બરાબર શુદ્ધીમાં આણ્યો પછી બુઢ્ઢાએ માળી સાથે સહેજસાજ થોડી ઘણી વાતચીત કરી બુઢ્ઢો બોલ્યો.

" માળી આ ચીઠી તું કયાંથી લાવ્યો ? અને તને આ ચીઠી કયારે મેલી ? અને તે શાથી જતો રહ્યો ? વિગેરે બીના સાંભળવાને હું ઘણો આતુર છું માટે મને તું એકદમ તાકીદથી કહી દે કે તે શી રીતે થયું." માળી બોલ્યો

"આ ચીઠી મને ભાઇએ આપી છે, આ ચીઠી મને તેમણે કાલ બપોર પહેલાં આપી હતી. તે શાથી ગયા હશે તે મને ખબર નથી." બુઢ્ઢો બોલ્યો.

ત્યારે તું મને આજ કેમ આપવા આવ્યો ? કાલે મલી હતીત્યારે મને કાલે કેમ આપવા ન આવ્યો, એવકુફ તારીજ સધળી ખટપટ થયેલી જણાય છે; પણ યાદ રાખજે ચામડું ફાડી નાંખીશ " માળી બોલ્યો.

" કાલે તેમના ગયા પછી સવિતા બા અને કીશોરભાઇ ત્યાં તુરત આવ્યાં હતાં. એટલે હું તેમની ખટપટમાં રહયો પછી ચીઠ્ઠીની વાતતો તદન વીસરીજ ગયો હતો. બાપજી મારી મોટી ભુલ થઇ ગઇ છે; માટે માફ કરજો કાલે તો હું આખો દીવસ તેમનીજ તેહેનાતમાં રહયો હતો. એટલે વાર લાગી માટે બાપજી હવે ભુલ નહિ કરૂં, આ એક વખત ગુનો માફ કરો." બુઠ્ઠો ચાલ્યો,

"ઠીક ચાલ્યો જા, ( સ્વાગત ) દીકરાની ખબર તો ચીઠીથી મળી પરંતુ સવિતા અને કીશોરીઓ પણ હાલમાં જણાતાં નથી; માટે એ ત્રણે જણની સલાહ હોવી જોઇએ; માટે લાવ એક વખત તેઓની તપાસ કરી લઉ" ( એમ કહી એ બંને જણાની તપાસ કરવા સારૂ બુઠ્ઠો બાહાર નીકળ્યો.

ઘરમાંથી નીકળી સવિતા અને કીશોરના ઘર આગળ જોસ માંને જોસમાં અને રીસમાં આવી પોહોંચ્યો અને સવિતાની માને કહેવા લાગ્યો.

"નંદગવરી, તમારી દીકરી ક્યાં છે. મ્હારે તેનું કામછે મારે જરા તેને પુછવું છે, નંદગવરી બોલી.

"હું પણ તેનીજ શોધમાં છું, તમારે તેનો શો ખપ પડયો છે? કોણ જાણે પંદર દીવસ થયાં તે ક્યાં ગઈ છે; તેની અમને ઘરનાને, કે કોઇને કાંઈ ખબર નથી, તેને માટે તેના પિતાજી અને તેના ભાઈ ઓ અને હું પાંચ દીવસ થયાં રૂદન કરીએ છીએ તેની તપાસ અમે તો ઘણી કઢાવી અને હાલમાં જારી છે, દીકરી વિના મારૂં હૃદય ઘણું ભરાઈ આવે છે, તેના વિના અમને બીલકુલ ચેન પડતું નથી; પરંતુ તમારા દીકરા ક્યાં છે ? તે બંને હરદમ સાથે ફરતાં ફરતાં હતાં, માટે બને સાથેજ હોવાં જોઇએ. માટે જ્યાં તે હશે ત્યાં તે પણ હશે" બુઠ્ઠો બોલ્યો.

" હું પણ તેજ કારણથી તમને પુછુંછું તેનો પત્તો પણ બીલકુલ નથી. જ્યારના તેના ગુમ થયાના સમાચાર મલ્યા છે. ત્યારના આખા ઘરનાએ બીલકુલ અન્ન ખાવું પણ તજી દીધુંછે. અને આખા ઘરના માણસો તો ફક્ત રોકકળાટ શિવાય બીજું કાંઇ કરતાં નથી. મને પણ હરદમ ફીકર થયા કરે છે, શું સવિતા અને તે બંને તેઓના લગ્નની આપણે ઢીલ કરી હશે તેથી તો તેઓ નહિં ચાલ્યાં

ગયા હોય ! લગ્નની ઢીલ કરવાથી તેઓને માઠું તો નહિં લાગ્યું હોય ? તેઓ છે તો સમજુ, પરંતુ ક્રોધના આવેશમાં વખતે આપઘાત તો નહિં કરે ! પરંતુ તેઓ આપઘાત તો નહિંજ કરે. કારણ તેઓ બંને ભણેલાં છે, સમજુ છે, ચતુર છે. તેથી તેમ તો નજ કરે. પરંતું તેઓ કયાં હશે ? તેઓ શું કરતાં હશે ? માટે પેહેલી તેઓની તપાસ કરવી પછી સઘળી વાત થઇ પડશે. તપાસ કરવાથી હરકોઇ ઠેકાણેથી પત્તો લાગશે. " નંદગવરી બોલી,

" તમારો કીશોર પણ તેજ દીવસથી જણાતો નથી. તે પણ તેમની સાથેજ ગયો હોવો જોઇએ, કારણ કે કીશોર અને તે બંને ખાસ મિત્ર છે, વેળી ત્રણે જણ આખો વખત એકજ જગોએ સાથેજ હરતાં ફરતાં, તેથી મારા મનને તો ખાસ એમજ લાગે છે કે તેઓ ત્રણે સાથેજ ગયાં હોવા જોઇએ. માટે કીશોરના માબાપને પુછો કદાચ તે જાણતા હશે તો ત્યાંથી ખબર પડશે ત્યાં જઇ તજવીજ કરીએ તો ઘણું સારૂં." બુઢ્ઢો બોલ્યો.

" હાહા ! એ કીશોરીઓજ મારા દીકરાને બગાડે છે અને ખોટી ચાલે ચાલતાં શીખવે છે. એ છોકરાની જ્યારથી તેને સોબત થઈ છે અને જ્યારથી તેમને થોડો સંબંધ બંધાયો છે ત્યારથી તેનું મન ખાસ ઘર ઉપરથી તો તદન ઉઠીજ ગયું હતું. ઘરમાં કોઇ બોલાવતા તો તે બીલકુલ જવાબ સરખો પણ આપતો નહોતો. અને જેમનો તેમ આખા દીવસો ચોપડીઓજ વાંચ્યા કરતો. મને પણ તેમજ લાગે છે, કે આ બે જણની સાથે કીશોર પણ હોવો જોઇએ, અને આ લક્ષણ ખાસ કીશોરનાંજ હોવાં જોઇએ એમાં જરા પણ શક મને ઉત્પન થતો નથી." નંદગવરી બોલી.

" હા મને પણ એમજ ખાત્રી થાય છે, માટે હું પણ તેમને ત્યાં આવું છું. ચાલો આપણે બંન્ને તે તરફ સાથે જઇએ, હું કપડાં પેહેરી આવુંછું. એમ કહી નંદગવરી પોતાના ઘરમાં જઇ તાબડતોબ કપડાં પેહેરી બાહાર ઉભા રહેલા બુઢ્ઢા ડોસા પાસે આવી ઉભી રહી. અને બુઢ્ઢા ડોસાને સાથે લઈ કીશોરના ઘર તરફ જવા નીકળ્યાં " રસ્તામાં ચાલતાં ડોસો બોલ્યો.

" નંદગવરી હવે જુઓ. હું ત્યાં જઇ તેમના ધુમાડા કાઢીનાંખુંછું. એ એમના મનમાં સમજે છે શું ! પારકા છોકરાઓને ખરાબ

સોબતે ચઢાવવા ! પૈસો નાહં એટલે પારકાને ફોલી ખાવા ! તેતો ઠીક મારા ભાઇ, પણ આતો આખો કુપ્પો ઉઠાવ્યો ! શું વાત છે !" નંદગવરી ધીરેથી બોલી,

" આનંદચંદ્રભાઇ તમે ધીરજ રાખો ? ઉતાવળ કરવાથી નકામો વિખવાદ વધી પડશે, અને ભારે ટંટો થશે ત્યાં જઇ આસ્તેથી પુછી વાકેફ થઇ તેમની શોધ કરવી તે ઘણું સારૂં છે. હવે ઉતાવળ ન કરતાં, ધીરેથી જઇ પુછીશું તો આપણને ત્યાં સીધો જવાબ મળશે; નહિં તો શિવપ્રસાદનો સ્વભાવ જરા આકરો છે અને તમે પણ જરા ભગભડીઆ છો માટે કેહેવતમાં કહ્યું છે તે પ્રમાણે વર્તવું કે जाणना मो आगळ अजाण थइ ए तत्व लइणताणी; ए थाय अग्नी तो आपणे थावुं पाणी–માટે વખત જોઈ વર્તવું સમજ્યા કે ?"

આ પ્રમાણે વાતો કરતાં કરતાં નંદગવરી અને આનંદચંદ્ર કીસોરના ઘર આગળ તેના બાપ શિવપ્રસાદ પાસે આવ્યા. અને શિવપ્રસાદને બેસુતમ ઠપકો આપ્યો અને ગાળો આપી જેથી કીશોરના ઘરનાં ગરીબ હતાં છતાં પણ તેઓની ગાળો ન સાંભળતાં કીશોરનો બાપ શિવપ્રસાદ તેઓની સામે લઢવાને તત્પર થઈ ગયો અને અવાજ કાઢી બોલ્યો.

"અમારો દીકરો તેવો છેજ નહિં. અને કદાચ તમારો દીકરો મારા દીકરાને ફોસલાવી પટાવીને લઇ ગયો હશે તો ? તમારા દીકરાના લક્ષણ કેવાં છે તેથી તમે મહિતગાર છો? જાવ. જાવ, જરા માહિતગાર થઇને મને કહેવા આવજો," બુઢ્ઢો રીસ ચડાવી બોલ્યો.

"શું પૈસા ફોસલાવી ખાવા છો અને વળી ખરાબ પણ અમને ઠરાવવા છે. જા મને અત્યારે રીસ તો ભારે ચઢી છે, પણ શું કરૂં તું મારા કાકાનો દીકરો ભાઇ છે માટે નથી બોલતો. " નંદગવરી બોલી,

" ( શિવપ્રસાદને ) હા, પુછવા આવ્યાં એટલે હવે ગળે પડો. એટલે સઘળું પતી ગયું. જાવ જાવ,આ બોલી પ્રમાણે તો બીજો કોઈ હોય તો વઢી મરે પણ સારૂં છે કે સઘળાં સગાવાહાલાં છીએ. શિવપ્રસાદ, આવું બોલવું એ સઘળી તમારી ભુલ છે એતો આનંદચંદ્ર જરા રેહેમ કરી બોલતા નથી તે સારૂં છે, નહિં તો કાઈનું કંઇ થઇ જાય. ' શિવપ્રસાદ બોલ્યો.

"શું એમ કરીને મને ડરાવવા માગોછો ? શું તમે મારી સાથે લડાઈ કરવા માગો છો ? તમો મારી સાથે શું કરવા માગોછો તે મને કહો એટલે મને તુરત સમજ પડે."

આ પ્રમાણે શિવપ્રસાદનાં વિખવાદ ભરેલાં કાળુ વચનો સાંભળી આનંદચંદ્ર અને નંદગવરી તો તદન ચુપકીથી મર્યાદાથી ત્યાં જે મનાં તેમ ઉભાંજ રહ્યાં અને છેવટે બન્ને જણાઓએ દેશે દેશથી ખબર મંગાવવી, અને સઘળે ઠેકાણે તપાસ કરાવવી, તેવો નિશ્ચય કરી બંન્ને ઘણી મુસીબતે પોતાના ભગાયલાં હૃદયો કઠણ કરી મુગે મુગે મોઢે પોતપોતાના ઘર તરફ જવા નીકળ્યા.

આનંદચંદ્રે પોતાને ઘેર આવી કેટલાક દેશ દેશાવર તાર કર્યા અને શહેરમાં પણ કેટલાક માણસો શોધ સારૂ મોકલ્યા. મોટા મોટા વિદ્વાન જોશીઓને પોતાની પાસે બોલાવ્યા અને તેઓના જતા રહ્યાના પ્રશ્ન પુછાવ્યા છતાં જોશીઓના પોથા થોથામાંથી આપઘાત કર્યો છે તેમ નીકળ્યું. એટલે બુઢો વિપેશ ગભરાવા લાગ્યો અને તેથી તે ઘણા નારાજ થયા. વળી આ વિષે સૌને વિશેશ ચિન્તા થવા લાગી અને તેથી કરી આખા દીવસો ઘરનાં સઘળાં મનુષ્યો તેના તેજ વિચાર કર્યા કરતા અને તેનીજ ઝંખનામાં દીવસે દીવસે સઘળાં માણસો સુકાવા લાગ્યાં વળી ચીઠીમાં તે ખુલ્લું લખી ગયો હતો કે સંસાર ત્યાગ કરી દુનીયા છોડી નિર્ભય સ્થળે ગયો છું તેથી આખા ઘરનાં માણસોને વધારે ભય લાગતો હતો. આ માર્મીક શ-
આખા ઘરનાં માણસોને વધારે ભય લાગતો હતો. આ માર્મીક શ
બ્દોના બે અર્થ સમજાય છે, તેથી તેઓ વિચારમાં પડી ગયા. કે એણે કાંઈ ક્રોધના આવેશમાં મરણતો નહિ નીપજાવ્યું હોય ? વળી તેને એક તરફના બીજા તુરંગો પણ આવતા. કે તે ભણેલો છે, સારી રીતે જ્ઞાન મેળવ્યું છે, કેળવણી પામેલો છે, વિદ્વાન છે, અને વળી વિશેષમાં તે બુદ્ધીમાં પણ ચાલાક છે. તે એક રીતે તેમનો નજ થવો જોઇએ જોશીઓના પોથાં થોથાં તો તદન ધોઈ નાંખવાનાં છે. બ્રાહ્મણોનું કહી ખરૂં પડતુંજ નથી તેનો જેમ આવે છે તેમ તોપો માર્યા કરે છે. ખરૂ કહેનાર વિરલા વિદ્વાનો તો ભાગ્યેજ દુનિયાપર મળે છે તેવા તો મળવા મુસ્કેલ. તારમાં પણ પત્તો લાગતો નથી. શેહેરમાં પણ કાંઇ પત્તો લાગતો નથી. માટે હવે તો પ્રભુ જ્યારે મોકલે ત્યારે

ખરા તેના વિના કોઈ લાવનાર નથી. એમ વિચાર કરી સઘળી આશાઓ દુર કરી એના એ વિચારમાં કાજકાજ કર્યા શિવાય આખા દીવસો લલોપાત કરતા બેશી રહેતાં. અને ફક્ત તુરંગોજ કર્યા કરતાં.

સવિતાની મા નંદગવરી પોતાને ઘેર આવી. પોતાના પતિ અને પોતાંનાં બાળબચ્ચાં સાથે પોતાની દીકરીની અફસોસાઇ કરવા લાગી. સવિતા દીકરી માણસ છે તે ક્યાં હશે ? અને તેનું શું થયુ હશે? આ પ્રમાણે વિચારો કરી તેમણે પણ પોતાનો બનતો ઉપાય કર્યો. ઘણા પૈસા ખરચ્યા. છતાં પણ બીલકુલ પત્તો લાગ્યો નહિં. હરરોજ ભભકતા ચેહેરે આખા શેહેરમાં અને સઘળે ઠેકાણે ફરતાં. અને તેની પાછળ દીવાંનાં બની ગયાં હતાં.

વાંચનાર ! તેમના પત્તા ક્યાંથી લાગે ? તેતો ચાલતે પગે નીકળી પડ્યાં છે એટલે તેમનાં પત્તાની તેમને ક્યાંથી ખબર મળે. વાંચનાર ! આ બંને જણાને શોધવામાં આનંદચંદ્રને અને નંદગરીને લગભગ પાંચ હજાર રૂપિયા ખર્ચ થયા હતા. પરંતુ શિવપ્રસાદને તો પોતાના દીકરા માટે પુરી ખાત્રી હતી કે તેઓની સાથે હશે માટે તેને તો કોઇ જાતની ફીકર રહી નહોતી અને જાણતો હતો કે તેઓ આવશે એટલે તે પણ આવ્યા વિના રહેશે નહિ એમ ધારી તેણે તે પોતાન દીકરાને સોધવાના કામમાં કાંઇ પણ ખર્ચ કર્યો નહોતો અને નિચી ન્તથી પોતાનો વહેપાર કર્યા કરતો.

---

## પ્રકરણ ૪ થું

### તરૂણપુરૂષનું જોગી વેષે રહેઠાણ.

દોહરો.

ઠગ જોગી ઝટ આવિયા કીધો ત્યાં સંવાદ
સવિતાયે બચાવિયા, કીધા તેહને બાદ,

બાગમાથી નીકળેલો તરૂણપુરૂષ પુર્વદીશા તરફ એક અઘોર જંગલમાં શાંન્તીનગર પાસે એક નવિન રહેઠાણ બાંધી રહેઠાણની ચારે બાજુ છાંણાની ધુણી સળગાવી હસ્તમાં માળા લેઈ એક હાથે નાક ઝાલી પ્રભુ ભક્તીમાં લીન બની ગયો હતો. તપશ્ચર્યા કરવા લાગ્યો.

આ નવિન પુરૂષને વગડામાં તપશ્ચર્યા કરતા આવેલા જાણી નગરના તમામ માણુસો તેમની પાસે આવવા લાગ્યા. અને સઘળા માણુસો તેમને ઘણા હેતથી નમસ્કાર કરતા. અને તેમને ભોજન સારૂ પુછતાં; ત્યારે તે સમાધીમાંથી ઉઠયા પછી તેઓને નમ્રતાથી ( શાન્તીથી ) જવાબ આપતા અને ફળ ફળાદી વિગેરે લાવવા કહેતા. અને અન્નનું ભક્ષણ કરવા સાફ નાજ પાડતા. તેથી જે માણુસ પેહેલાં ફળફળાદી લાવતા; તેનાંજ ફળફળાદી લેતા અને બીજાઓને પાછા વાળતા. વળી કોઇ માણુસ કાંઈ પ્રશ્ન પુછતું તો મશ્યતથી જવાબ આપતા. નગરના તમામ માણુસોને આ જોગી ઘણા પ્રિય લાગતા; જેથી નગરના લોકો તેમની પાસેથી ઉઠી દુર જવાને કદી મન કરતાજ નહિ અને તમની પાસેથી દુર જવાનું મન કોઇને થતુંજ નહિ;આ જોગીરાજ પાસે ઘણાં માણુસો બેશી રહેતા. તો તેમને તે ઘણું સારૂ લાગતું હતું વળી જેઓ તેમની પાસે બેસતા તેમને આખો દીવસ પ્રભુનું નામ સમરાવતા. વળી પોતે વૈભવને અને પોતાની વ્હાલીને યાદ કર્યા વિના પ્રભુના નામમા આખો દીવસો મસ્ત રહે આખી રાતો અને આખા દીવસો ખાસ જાગ્રણમાંજ કાઢતો, અને ખુલ્લા શરીરે રાખ ચોળી ધુણીઓ તાપતો અને કાયાને કષ્ટ આપી હરદમ પોતાના મનને દુઃખ છતાં પણ આનંદ માનતો એક દીવસ એવો બનાવ બન્યો કે આ જોગી પોતાની ધુણી ઉપર બેશી તપશ્ચર્યા કરતો હતો એટલામાં એક ( ઠગ ) વૃદ્ધ જોગી તેની સાથેના બીજા ત્રણ માણુસને બાજુપર ઉભા રાખી તરૂણપુરૂષ જોગી પાસે આવી ઉભો રહ્યો અને જાણે મોટો વિદ્વાન હોય નહિં તે માફક ડોળ કરી બોલ્યો.

‘ તુમારા ગુરૂકા નામ કયા હયે ? ઔર તુમ ઇધર કીતના રોજસે બયઠા હયે ? ઔર તુમારા ઇધિર બયઠનેકા કયા મતલબ હયે ? ઔર તુમ અસલ કયા જાત હયે ? ” ( તરૂણપુરૂષ ) જોગી બોલ્યો.

“ તમારે મને પુછવાનું શું કારણ છે ? ” (ઠગ) વૃદ્ધ જોગી બોલ્યો

“ હમ જોગી હયે ઔર તુમભી જોગી હયે બયશક પુછનેકા હમેરા ધર્મ હયે તુમ્હારા મતલબ મુલાકાત હુવા પહેલાં લેના ચાહીએ. ઔર સબ બાતસો માહીતગાર હોનાં ચાઇએ ઇસકે લીયે હમારા પ્રશ્નકા જુવાબ જલદી મીલનાં ચાહીએ. ” ( તરૂણપુરૂષ ) જોગી બોલ્યો.

“ મહારાજ માહારે તમને કહેવાનું કે તમને મારી વાતથી મા-

હેતગાર થવાનું કાંઇ પ્રયોજન નથી તમે કાંઈ મારા હેતસ્વી નથી. માટે માહારાજ પરાઇ વાતમાં ન પડતાં આપ આપનું સંભાળી બેશી રહો કે પ્રભુની મેહેર રહે જુઓ સંભાળો. "

# दोहरो.

आदकुं आप समालीये पारका नव धरो मन,
वाद कदी नव रालीये घन धन तेवा जन;

**અર્થ**—હે મહારાજજી આપણે આપણી વાત સંભાળી રહેવું. પારકાની ખોદણી કે ટીકા કે વાદ વિવાદ ન કરવો. કે પરાઇ વાત ઉ-પર બીલકુલ ધ્યાન ન આપવું. અને આ પ્રમાણે જે પુરૂષો વર્તે છે તેવા પુરૂષોને સદાકાળને માટે સાબાશી મળે છે માટે લાંબુ વિવેચન કરવું મુકી દો; અને પ્રભુનુંનામ સમરો કે જેથી કાંઇ સાર્થક થાય. અને પ્રભુ સદાકાળને માટે તમારાપર પ્રીતી રાખે. ( ઠગ વૃદ્ધ જોગી બેલ્યો.

" તુમ હમેરેસે કુચ્છ બડાહયે ! હમ તેરેકૂ પુછનેકુ લાયક હયે ઔર પુછનાં ઔર માહીતગાર હોના વોહ મેરા ધર્મ હયે. ઔર જીસ્કું જોગીકા ધર્મ કયા હયે વો યાદ નહિ હોવે ઇસકા ફ્રજેતા કરકે ઉનકું નીકાલ દેના વો હમેરા ધર્મ હયે " ! તરૂણપુરૂષ ) જોગી ચીડવાઇને બોલ્યો.

તમારા જેવા દુષ્ટ જોગીને આ દુનિયામાં ધિક્કાર છે કે ઇર્શા રાખી સામાની ખોદણી કરી તેને દુઃખ દેવું, અને હેરાન કરવું એવા તમારા જેવા ધુતારા જોગીને કરોડો વાર ધિક્કાર છે. તમારા જેવા ઢોંગી જો-ગીઓ ખરા અને સાચા વિરલા જોગીઓને એબ લગાડતાં જરા પણ આંચકો ખાતા નથી માટે પ્રભુ કરે ને તમારા જેવા દુષ્ટ જોગી સ-દાને માટે દુનિઆમાંથી નાબુદ થાય. અને રખડાઈ કુટાઇ મરે. " ( ઢોંગી ઠગ ) વૃદ્ધ જોગી બોલ્યો.

હમારા સામને બ્હોત જુવાબ કરના બંધ કરો નહિ તોં ખીચકે બહાર નીકાલ દઉગા ઔર જાન લઉગા. " ( તરૂણપુરૂષ ) જોગી બોલ્યો.

" ( આ ઢોગીની સાથે વધારે વિવેચન કરવાથી. પ્રભુ ભક્તોનો અમુલ્ય વખત નકામો ચાલ્યો જશે અને વિખવાદ વિશેશ વધશે એમ ધારી બોલ્યો ) મહારાજજી આપ વૃદ્ધ છો માટે સમજીને તમારો સીધો

રસ્તો હાથ ઝાલી લ્યો અને વાદવિવાદ કરવો મુકી દો."

એટલું કહેછે એટલામાં શેહેરમાંથી ચાર શેઠીઆઓ ગાડીમાં બેશી આ તરૂણ પુરૂષ જોગીની મરૂઢીએ આવ્યા અને આ બન્ને જોગીઓને પગેલાગી ઉભા રહ્યા અને તકરારની બીનાથી વાકેફ થયા.

આ વૃધ (ઢોંગી) જોગીએ પણ આ મરૂઢીના સામી એક બીજી મરૂઢી બાંધી, અને ત્યાંજ અડીંગા નાંખી રહેવા માંડ્યું. આખા સેહેરમાં આ ચરચા ફેલાઇ ગઈ અને બન્ને જનોને ભારે વિખવાદ પડી ગયો અને છેવટે માંહો માંહે મારંમારા સુધી આવી પોહોંચ્યા.

આ તરૂણ પુરૂષ જોગી શા ઇરાદાથી નીકળ્યોછે અને તેને હવે પછી શો વિચાર છે તે વાંચનાર તારી તો ધ્યાનમાં હશેજ તે કાંઈ પ્રીય વાંચક વૃંદથી અજાણ્યું નથી પરંતું આ વૃધ ( ઢોંગી ) જોગી માટે માહારે જરા તમોને બે બોલ લખી જણાવવા પડશે કારણ કે તે-થી આપ તદન અજાણછો. આ વૃધ જોગી કોઇ જોગી નહોતો પ-રંતુ ચોર અને લુટારો હતો તેની સાથે તેના જેવા બીજા ત્રણ જ-ણા હતા; તેમને આ મરૂઢીથી થોડાક અંતરને છેટે ગુપ્ત રાખ્યા હતા. એ ચારે જોગીના વેષે આવ્યા હતા તેઓની પાસે હથીઆરો જોઈ-એ તેટલાં પુરતા હતાં તેઓએ તે હથીઆરો અંદરની બાજુ રા-ખેલાં હતાં અને ઢોંગ કરી ખરા ભક્તને સતાવતા હતા, આ ( લુ-ટારા ઢોંગી ) જોગીઓ આ તરૂણ પુરૂષના વિશાળ દેશના દક્ષિણ ત-રફના ભાગના એક દેશના હતા. તે મહા દુષ્ટો અને મહા કલંકીતહતા. તેઓ કોઇ માણુસ પાસે કાંઈ જુજ માલ જોતા તો તે ખુન કરવા-માં જરા પણ આંચકો ખાતા નહોતા. આ ઢોંગ ધરવાનો તેઓનો હેતુમાત્ર નગરવાળા લોકોને ઠગીને ધન હરી જવાનોજ હતો: આ લોકો હરદમ ઢોંગ કરી ફરવામાં, અને સારૂં નરસું કામ નહિ વિચારવામાં સારૂ માનતા હતા.

આ વૃધ જોગીએ મરૂઢીના સામી બીજી મરૂઢી બાંધી ત્યાં પેલા બીજા ત્રણ જોગીને સાથે રાખી હરદમ ત્યાંજ રહેવા માંડ્યું, આ ઢોંગી જોગીનો ઈરાદો ફક્ત આ તરૂણ પુરૂષને ખશેડી ત્યાં મુકામ નાંખી લોકોને ઠગવાનો વિચાર હતો, અને તેટલાજ કારણથી તેણે આ તરૂણ પુરૂષ જોગીને ખોટા ખોટા પ્રશ્ન પુછવા શરૂ કર્યાં હતા. અને પોતે ખોટો જોગી છતાં ખરો જોગી ઠરાવવા ધારતો હતો.

એક દીવસ એવો બનાવ બન્યો કે આ ઢોંગી વૃધ્ધ જોગી પંચ એકઠું કરવા વિચાર કરી નગરમાં ગયે; ત્યાં જઇ તમામ શાહુકાર વિગેરે વસ્તીને ખોટા ખોટા ફીતુરી ભરેલા ઢોંગો બતાવી તેઓને પોતાની તરફથી લુબ્ધ બનાવી દીધા; તે ઉપરથી સર્વ મહાજને પંચ એકઠુ કર્યું. અને આ વૃધ જોગીના લાભમાં ઠરાવ કરવા એવો નિશ્ચય વિચાર કરી, આ વૃધ ઢોંગી જોગીને રાત્રે નીકાલ કરવાનુ કહી વીદાય કર્યો; બાદરાત્રીના સાત વાગ્યા એટલે સર્વ પંચ આ મરૂઠીની પાસે આવી ખડું થઈ ગયું. અને આ બંને પારટીઓની તકરાર સાંભળી વાકેફ થયા. બાદ છેવટે આ ( તરૂણપુરૂષ ) જોગીને તદન ખોટો અને ઢોગી જોગી કહી. ત્યાંથી તુરતા તુરત ઉઠાડી મુકવા ઠરાવ કર્યો. તેથી ( તરૂણપુરૂષ ) જોગીનું તેઓની આગળ કાંઇ ચાલ્યું નહિ અને તદન નારાજ અને બાહવરો બની ગયો. પોતે જાતે એકલો, વળી સારા કુળવાનનો દીકરો, વળી ટેકની ખાતર જોગીપણું લઇ ચાલી નીકળેલો તેથી તેને ત્યાં આ વખતે ભારે વીટંબણા આવી પડી. અને ભારે મુંઝવણમાં આવી પડયો હતો પરંતુ શું કરે, ત્યાં કાંઇ ઇલાજ ચાલે તેવો નહોતો અને વળી અધુરામાં પુરા લોકો તેને ધુતારો ધુતારો કહી ધુતકારવા મંડી પડ્યા; અને ઢોંગી ઢોગી કહી ઘણું પજવવા લાગ્યા. એટલામાં આ ન્યાય થતાની દરમિયાનમાં મૈયારી વેશે નીકળેલી સવિતા આવી; કીશોર પણ આહીર વેશે તેની સાથેજ હતો. તેઓ પગલાં ખોળતાં ખોળતાં ત્યાં આવી પોહોંચ્યાં. સવિતા અને કીશોરે આવી; આ બનતી સઘળી બીના આ તરૂણપુરૂષને ઓળખી સાંભળવા માંડી, અને સવિતાએ પોતાના વ્હાલા (તરૂણપુરૂષ )ને સારી રીતે ઓળખ્યો; તેથી તેના ઉપર થતાં દુઃખો જોઇ તેને ઘણું માઠું લાગ્યું, પરંતુ શું કરે આ વખતે તેને ખુલ્લું પડવાનો સમય બીલકુત નહોતો. તેથી સઘળી વાતે વાકેફ થઈ પોતાના મન સાથે, અને કીશોર સાથે આ ન્યાય પંચ પાસે માગણી કરી પોતે કરવો; તેવો નીશ્ચય કરી નીચે પ્રમાણે સવાલ જવાબ કરવા શરૂ કર્યા અને બોલી.

" વૃધ્ધ જોગી પીતાજી આપ શા કારણથી અહીં આ જોગી સાથે વિવાદ કરોછો! આપ જોગી છતા આપને આ મમતાએ આ-

ટલે। બધો કયાથી પ્રવેશ કર્યો છે." વૃધ જોગી બોલ્યો.

બેટા મેંને ઉસકું ઉસકા ગુરૂકા નામ પુછા તોભી મેરેકુ ઉને બીલકુલ જવાબ નહિ દીયા. ઇસ જગોંપે પ્રથમ હમઈ બયઠતાથા તબ્બી એહ જગાવોહ પચાવ પડતાહયે ઔર નાહક મેરેકુ અડાતાહયે. બેટા કેસીતદન ઉનકી મુર્ખાઇહયે અબ તુમહી બોલો, મેરી મમતાહયે કે ઉનકીઇ મમતાહયે વો ખ્યાલ આપહી કરદેખો. કહો અબ મેરી બીલકુલ કસુર હયે ? સવિતા વિચાર કરી બોલી.

" સ્વગત અરે ! આતો ઘણા ચાલાક જોગી લાગેછે વળી આ હથીઆરો તેના ભગવાં કપડાંની અંદર છે તે દેખાઈ આવેછે આ તો જોગી કાંઇ ન હોય. આ કોઈ ધુતારા લાગેછે આ જોગી લાગતા નથી આમાં કપટ માલુમ પડેછે પણ ફીકર નહિ હવે હું મારા વ્હાલા પતિને બીલકુલ આંચ નહિ આવવા દઉં કહેવતમાં કહ્યુંછે કે ચેતતા નર સદાય સુખી માટે આ લોકોની સાથે તો પેચ શિવાય વાત કરીશું તો ફાવીશું નહિ અને તદન માર્યાં જઇશું માટે પેચથી વાત કરીશું તો જરૂર ફાવીશું એમ ધારી કીશોર પુછવા લાગી ભાઇ કેમ આ મારો વિચાર બરાબર છે કે કેમ કીશોર બોલ્યો. હા તમારૂ ધારવું બરાબર છે તે પ્રમાણે વરતશો તો જરૂર ફાવશો.' આ પ્રમાણે અભિપ્રાય સાંભળી બોલી.

" હા બાપજી આપનું કહેવું સત્ય છે હવે હું બરાબર સમજી ગઇછું તે તો તદન ઢોંગી ધુતારા અને મુર્ખ છે હવે હુંજ મારા હાથે ન્યાય કરૂં છું કહો હવે તમને હરકત્ત છે ' વૃધ જોગી બોલ્યો.

" બેટા તેરે હાથસે ન્યાય હોવે જબ તો બ્હોત અચ્છી બાત. એહ સબપંચ મીલેલા હયે વો સબપંચ મેરી તરફમેં હય વો મેરા અચ્છા હોવે ઉસમે રાજી હયે " એમ કહી પંચ વચે બોલ્યો "

આર્ય બંધુઓ યે ન્યાય આપ પંચતો કર ચુકે હો મગર હે નવે દો મનુષ્ય આયેકે વો ન્યાય કરે તો આપ પંચકું કુચ્છ હરકત હયે ? આપકું હરકત નહોતી હોય તો આપ સબ પંચ મીલકે ઉનકુ પુછ દેખો આર ઉનકૂ કહેદો ઔર ઉનકી પાસસી ખરા ન્યાય મીલાલો. બધા પંચમાંથી આગેવાન પંચ તરૂણ પુરૂષને કહેવા લાગો.

માહારાજ આ ન્યાય આ બંને આવેલા પરભાર્યા સબસો કરે તો તમને કાંઇ હરકતછે? તેમની તરફથી તો તે ન્યાય કરેતો તે રાજી

છે માટે જલદી જવાબ આપો બોલો શું કહો છો." તરણ પુરૂષ જોગી બોલ્યો "

( જેવો આ પંચોએ ન્યાય કર્યો છે તેવો આ પણ વળી કરશે. ન્યાય કરાવવો કે નહિં,ભાઇએ ભીએ વળી એક વખત એ પણ ન્યાય જોવો તો જોઇએજ કાંઇ નહિ ભરવાડાંની બુદ્ધિ વળી ક્યાં સુધી ચાલવાની છે. એકના બે જેને આવડે નહિં તેની પાસે ન્યાય. હાય ! દુનિયાપર શો ગજબ થવા બેઠો છે પણ કાંઇ નહિં તે પણ એક વખત ખાત્રી તો કરવીજ જોઇએ. એમ ધારી બોલ્યો.

" વારૂ ભાઇઓ તે પણ ન્યાય કરશે તો મને કાંઇ હરકત નથી." આ સાંભળી પંચનો આગેવાન બોલ્યો.

" જાઓ ભાઇઓ તમોને ન્યાય કરવાને માટે છુટ છે "સવિતા બોલી "

જુઓ ન્યાય કરાવો છો તો તે ન્યાય પ્રમાણે તમારે બંને પાર્ટીવાળાઓને અને પંચને કબુલ કરવું પડશે, નહિં તો મ્હારે ન્યાય કરવાની કાંઈ જરૂર નથી, બોલો તે પ્રમાણે તમારા સઘળાથી પળાશે અને કબુલ થશે ! મને હા નાનો તુરત જવાબ આપો, કારણ અમારે ઘણું કામ છે." બધા બોલ્યા.

" હા ભાઈ હા, અમારે સઘળાને કબુલ મંજુર છે. જાઓ ખુશીથી ન્યાય કરો તમે ન્યાય કરશો તે અમને સઘળા માણસોને કબુલ છે, માટે હવે તાકીદથી ફડચો મુકો." સવિતા બોલી.

" વૃધ જોગી પીતાજી આ આપની સાથેના જોગી મળી ચારે જોગીજી અને આ સામા બેઠા છે તે જોગીજી મલી પાંચે મેહેરબાનીની ખાતર અને ખરા ન્યાયની ખાતર મ્હારા સામા ફક્ત લંગોટ ભેર ખડા થઇ જાઓ, પછી હું પ્રશ્ન પુછું."

આ સાંભળી (ઢોંગી) વૃધ જોગીઓ પોતાના હૃદયમાં ઘણા ગભરાવા લાગ્યા અને વિચાર કરવા લાગ્યા.પછી(ઢોંગી) વૃધ જોગી બોલ્યો.

" નહિં, નહિં, નહિ, એવો ન્યાય ઉઘાડો અમારે કરાવવો નથી, શું ન્યાય આ રીતે થતો હશે ? શું ન્યાય આમ કરતા હશે ! વળી ન્યાય કરવામાં શું ઉઘાડા ઉભા રાખતા હશે ! જાઓ જાઓ જાઓ. એતો તમે ન્યાય કરી ચુકયા. તમને ભરવાડને તે વળી ન્યાયની શા-

નીગમ હોય તે તમે ન્યાય કરો જાઓ જાઓ એતો ન્યાય થઈ ગયો વળી એબ ભરેલો ન્યાય કરતાં તો આ દુનિયામાં અમોએ કોઇને પણ ન દીઠા. જુઓને શેઠજી કેવી એબ ભરેલી વાત છે ? વળી આવો તે ન્યાય કોઈ કરતું હશે ? કેવા અક્કલના ખજાના છે ? " પંચનો આગેવાન બોલ્યો.

" ત્યારે રહેવાદો પંચે ન્યાય કર્યો છે તે ખરો છે વળી ભરવાડું શું ન્યાય કરવામાં સમજે, અલ્યા ઉઠાડી મુકો ( તરૂણપુરૂપ જોગી તરફ આંગળી કરીને ) આ જોગીને એકદમ કાઢી મુકો અને સઘળું તેનું ફેંકી દો " સવિતા બોલી.

" ખબરદાર જો એમ કર્યુંતો તમારી વાત તમે જાણ્યાં, મારે ન્યાય કરવાની કાંઈ જરૂર નથી, મને ન્યાય કરવા માટે કાંઈ દરકાર નથી, પરંતુ ખરો ખોટો જોગી જોવો હોય તો તેઓ સઘળાનો ઉપર ભભવો વેશ દુર કરાવો; અને પછી ખાતરી કરો એટલે તમને તુરત સમજાશે કે કપટ જોગીકયો છે, અને સત્ય જોગી કયો છે; માટે તેમ કરવા પ્રયત્ન કરો, મને ન્યાય કરવાને કાંઇ દરકાર નથી, પરંતુ ન કરો તો પછી તમારી સર્વની મરજી. " પંચનો આગેવાન બોલ્યો.

" ઠીક ઠીક ત્યારે તેમ કરીએ આ બાઇનું કહેવું તો સત્યછે તેમ કરવામાં આપણું શું જાય છે તેમ કરી શું તો આપણા અને સર્વના મનનો સંદેહ ટળશે, અને કાર્ય ચોકસ થશે, ( સવિતા તરફ જોઇને) શું એટલું કરીશું એટલે ન્યાય થઇ જશે અને ખરો ખોટો જોગી વરતાઈ જશે ! " સવિતા બોલી.

" હા એ પ્રમાણે વરતશો તો સઘળી બીનાની ખબર પડશે, માટે તાકીદે તેમ કરો. "

આ પ્રમાણે કપડાં ઉતારવાની વાત નકકી થઇ એટલે પેલા ચારે જોગીઓ વધારે ગભરાવા લાગ્યા, અને આમ તેમ ડાફોરા મારવા લાગ્યા, અને નાશી જવાનો લાગ શોધવા લાગ્યા; અને અતિશય શોચમાં આવી પડયા, અને વિચાર કરવા લાગ્યા એટલે આગેવાન પંચ બોલ્યો.

" તમે પાંચે જોગીઓ અહી તમારા કપડાં ઉતારી ઉભા થઇ જાઓ ? નહિ તો આ ન્યાય કોરટમાં જઈ સરકાર પાસે કરાવવો પ-

ડશે, અને પોલીસને બોલાવી સ્વાધીન કરાવવા પડશે ”

આ પ્રમાણે વાત થઈ એટલે પેલા ઠગ જોગીઓ વળી વધારે ગભરાવા લાગ્યા અને થર થર ધ્રુજવા લાગ્યા અને એક એકના મ્હો સામુ જોવા લાગ્યા, છતાં પણ પંચે મળી તે પાંચે જોગીઓનાં કપડાં પરાણે ઉતરાવ્યાં એટલે આ ચારે ( ઢોંગી ) જોગીઓના કપડાંની અંદરની બાજુથી તમામ શસ્ત્રો નીકળ્યાં. તેથી ચારે ( ઢોંગી ) જોગીઓ શરમીંદા પડી ગયા. અને આ તરૂણ પુરૂષ જોગીને પગે લાગવા અને માફ માગવા મંડી પડ્યા, એટલે પંચ વિગેરે તમામ સખસોને આ ( તરૂણ પુરૂષ ) જોગી ખરાછે. અને આ ચારે જોગીઓ ઢોંગી ફીતુરી અને ઠગછે એવી ખાત્રી થઇ, તેથી આ તરૂણ પુરૂષ જોગીને ત્યાંજ રહેવાને માટે ગોઠવણી કરી અને પેલા ચારે ( ઢોંગી ) જોગીઓને પોલીસને બોલાવી હથીઆરો સહીત જેલમાં દોરાવી દીધા.

આ ચારે જોગીઓએ અંદરના ભાગમાં કાબર ચીતરો ચુસ્ત પેહેરવેશ શીકારી માફક પેહેરેલો હતો. તેની ઉપર દરેકની કમરે ચાંદીના મ્હોવાળા પટા પેહેરેલા હતા; તેઓ લાલ મુંહ જેવા પુષ્ટ, અને તેઓની આંખો મોટી. અને બીહામણી દેખાતી હતી.

આ ( ઢોંગી ) જોગીઓને વિદાય કર્યા પછી પચ અને સવિતા તથા કીશોર તરૂણ પુરૂષ જોગીની પરવાનગી મેળવી ચાલ્યાં ગયાં. તરૂણ પુરૂષ જોગીએ સવિતા પાસેથી બીજે દીવસે પોતાની પાસે આવવા સારૂ વચન માગી લીધું તેથી સવિતા અને કીશોર તેની સાથે વચને બંધાયાં, અને બીજે દીવસે આવવાનું નક્કી કરી તેજ ગામમાં રાત રહેવાનો ઠરાવ કરી બીજે દીવસે મૈયારી બની દુધ લઇ ત્યાં જવા વિચાર ધારી નગરમાં ચાલ્યાં ગયાં.

——:*:——

## પ્રકરણ ૫ મું.

——

### તરૂણપુરૂષ, જોગી. અને મૈયારી વેશે સવિતા.

દોહરો.

મૈયારી થઇ પ્રીતથી. કરી પરીક્ષા રીત;
નવ સમજ્યા જોગી થઈ તે ઝટ ફાવી ચીત,

પ્રાતઃકાળનો સમય થવા આવ્યો હતો, સુર્યના કીરણો ફુટવાની તૈયારીમાં હતાં. મોર વિગેરે આદી જાનવરો ટોકા કરી રહ્યાં હતાં. ઉનાળાની રૂતુ હતી તેથી સડક ઉપર પખાલી લોકો પાણીનો છંટકાવ કરતા નજરે દીસતા હતા. ઠંડી હવા સન સનાટ ચાલી રહી હતી એટલામાં તે રસ્તે થઇ સવિતા માથે અમુલ્ય લોટામાં દુધ ભરી રૂમક ઝુમક અને ઠુમક ઠુમક કરતી કીશોર સાથે ચાલતી જતી હતી. તે નીચેનું ગાયન ગાતી ગતી આ તરૂણપુરૂષ જોગીની મરૂઢી આગળ ઈંદ્રાણીની માફક આવી ઉભી રહી.

સવિતા— સાખી.

મહી મ્હારૂં છે મીઠડું, ચાખે કોક ચતુર;
નવ આપું હું મુર્ખને, ખાધે આવે છે નુર-રેહાં ખાધે-

તરૂણપુરૂષ— સાખી.

મહિ ચાખું હું મન કરી, ઉતારી દયો પ્રીત;
મંન નહિ માટે ઉછએ આપો તો રાખું નીત-રેહાં આપો.

સવિતા— સાખી.

વન વન ભટકી વેચતી, પણ નવ મળીગો સીર;
મળ્યા મહિ મને વેચતાં, ભલે ખરી ઘો મીર-રેહાં ભલે.

તરૂણપુરૂષ— સાખી.

ચાખું ચાખું મનકરૂં, પણ નવ મન ચખાય;
સ્વાદનથી જોગી કને, તેથી તે કેમ રખાય-રેહાં તેથી.

સવિતા— સાખી.

તન મન જોગ તો નવ ધરે જોગ ધરેછે રીસ;
માંછલી જળ ભેગી મળી કેમ ન રાખે હીસ-રેહાં કેમ.

તરૂણપુરૂષ— સાખી.

ભલે કરે મંન માંછલી મળવાને ઝટ નીર;
મુકતીથી ઝટ મેળવે ભલે પાણીને તીર-રેહાં ભલે.

સવિતા બોલી—" વારૂ, જોગીજી દુધ તમે કોઇ વખત ચાખ્યું છે ?"

તરૂણપુરૂષ—" દુધ જોયું છે, લીધું છે, માગ્યું છે, પરંતુ ચાખ્યું તો નથીજ. "

સવિતા—" હાં હાં !!! અનુભવ વિના ક્યાંથી ખબર હોય

પણ......અનુભવ કરવાને તમે પ્રયત્ન કોઇ વખત કર્યો હતો ?" તરૂણપુરૂષ બોલ્યો.

"અનુભવતો કર્યો હતો પણ તે દુધ એક વખત ફાટી ગયું તેથી મેં તે દુધની આશાજ તજી દીધી, અને તેનાથી તો હું દુરજ રહ્યો છું." સવિતા બોલી.

"તમે દુધને ઘણી વખત જેમને તેમ રાખી મુક્યું હશે, એટલે ફાટી ગયું હશે ખરૂં વારૂં ?" તરૂણપુરૂષ બોલ્યો.

"ના, ના!!! તે તો મેં મારા હેતસ્વી પ્રત્યક્ષ મુક્યું હતું તે હેતસ્વીએ કાંઇ તેમાં ભેળવી દીધું એટલે તે ફાટી ગયું, પછી તો મેં મનમાં એમજ જાણ્યું કે દુધ તો તદન ફાટીજ જાય છે માટે આજથી તે ખાવુંજ નહિં, તેવું મેં ધાર્યું હતું. ત્યાર પછી આજ પર્યન્ત મેં દુધ દેખ્યું પણ નથી, અને દેખવા ઇચ્છા થતી પણ નથી" સવિતા બોલી.

(સ્વગત) આ પણ ચાતુર્યતાથી જવાબ આપે છે, પરંતું લાંબુ વિવેચન કરીશ ને તેમને પીછાંની જશે તો ધારેલી મનોકામના રદ જશે માટે હાલ તે વાત તદન ઉડાવીજ મુકવી, અને તેમના અંતઃકરણથી વાકેફ થવું, ઠીક, ઠીક, ત્યારે તો હવે દુધ નહિંજ જમો કેમ ? જવા દયો ત્યારે તમારે ન જોઇએ તે ચીજ વળી મ્હારે તમને આપીને કાંઈ કામ છે ? પણ.........આ પેલા વાણીઆઓ કોણ આવે છે કાલ આવ્યા હતા તેજ હોવા જોઇએ. તરૂણપુરૂષ બોલ્યો.

"હા તેજ આવે છે." ( એટલું કહે છે એટલામાં વાણીઆઓ આવી પગે લાગે છે. )

તમામ પંચ લોકોએ આ તરૂણપુરૂષ જોગીને ઘણા ઘણા હેતથી નમસ્કાર કર્યા, અને તેમની પાસે માફી માગવા લાગ્યા અને માહારાજને તે પંચોના વચનથી ખોટું લાગ્યું હશે તેથી તેઓ પોતપોતાના મનમાં ઘણો ખેદ કરવા લાગ્યા; અને છેવટે મહારાજને તે જગોએ મ્હોટું મકાન બાંધી આપવું. અને તેમને બેઠક કરી આપવી, એવો ઠરાવ કરી, જોગી માહારાજનો આશીરવાદ લઈ સર્વ પંચ પોતપોતાના ઘર તરફ રવાના થયા.

પંચોના ગયા પછી સવિતા જાણે કે બીલકુલ અજાણી હોય નહિં તેમ થઈ આ તરૂણપુરૂષ જોગીને પુછવા લાગી.

" આપ ક્યાંના રહીશ છો ? અને આપે ક્યારથી જોગી વેશ ધારણ કર્યો છે ? અને આ ઢોંગી જોગીઓથી આપને ક્યાંથી અને ક્યારથી સહવાસ થયો હતો ? અને તેઓની સાથે તમારે માહા જોગીને શાથી તકરાર થઇ " તરૂણપુરૂષ જોગી બોલ્યો.

" દુષ્ટ અને કપટ ભરેલા માણુસના સંબધથી હાલ થોડા રોજથી મેં ખુલ્લા મનથી જોગ ધારણ કર્યો છે, હું હાલ જંગલનો રહીશ છું તેઓ મારા ઉપર ઇર્ષા રાખી નગરના લોકોને ઠગવાને અને મને અહીંથી ખસેડવાને મારી પાસે અચાનક આવ્યા હતા. તેઓની સાથે મારે આગળ કોઈ વખત બીલકુલ પીછાન નહોતી. પરંતુ ફક્ત તેજ વખતે મેં તેઓને પેહેલ વહેલા જોયા હતા. અને માહારે તેઓની સાથે ખટરાગ બીલકુલ નહોતો. પરંતુ તેઓએ મારી પાસે આવી. મારા ગુરૂના નામની માગણી કરી, પરંતુ માહારે તેઓની સાથે કોઈ પણ જાતનો સંબંધ નહોતો અને હું સંબંધ ધરાવતો પણ નહોતો તેથી મેં તેઓને મારા ગુરૂનું નામ આપવા સાફ ના પાડી. તેથી તેઓ મારી સાંમે તકરાર પર ચઢી આવ્યા. બસ આટલી વાત થયા શિવાય મ્હારે તેઓની સાથે બીલકુલ સંબંધ નહોતો અને...હું...અસલ રહીશ......સવિતા બોલી.

" કેમ જોગીરાજજી અસલ રહીશ કહી બંધ રહી ગયા. શું જોગીઓ પણ ખરૂં કહેતાં શરમાતા હશે કે" તરૂણ પુરૂષ જોગી બોલ્યો

" હમારે જોગીને વળી શરમ શાની (એમ કહી વિચાર શક્તી પર ચઢી ગયો ( મનમા ) સવિતા, સવિતા, તારે માટે માહરે જોગી થયા છતાં પણ શરમાવું પડેછે હાય તું છેક નીચીજ નીકળી ? શું તારી પ્રેમ દ્રષ્ટી માહારાપર આહાવીજ હતી ? તેં પ્રેમ સંબંધ મારી સાથે આવોજ બાંધ્યો હતો ? તું મારાથી તદન જુદીજ બની ગઈ ? ધીક્કાર છે તારા જેવી કુલટા સ્ત્રીઓને કે ખરો પ્રેમ કે ખોટો પ્રેમ તેં ન પીછાન્યો, અને ખરા પ્રેમ વાળાને છોડી દઇ કીશોરને પસંદ કરી મને તરછોડી નાંખ્યો. તું તો નીચજ્ઞું અને તારો આખો જન્મારો અને તારૂ મર્ણ થયા પછી પણ તું તો નીચજ રહીશ; અને હું તો પવીત્રજ્ઞું તે હું છેક સુધી મારા ખરા દીલથી રહ્યો છું તો જીવતાં સુધી અને મર્યા પછી પણ મારા ખરા ટેકબેરજ રહીશ અને પ્રેમ

મને મારા ટેકબેરજ રાખશે પણુ હાય ! તને વારંવાર યાદ લાવીને મારાં. રૂવાં ઉભા થઇ જાય છે. તને શું કરૂં અને શું ના કરૂં પરંતુ કાંઈ નહિ; એક વખત તો તારી ખબર લઉં, લઉં ને લઉંજ એમાં તો જરા પણુ શક પહિ. હાય કીશોરીયાએ પણુ પોતાનું ઘર અને પારકું ઘર ન પારખ્યું, પોતાનો થઇ પેટમાં છરી રાખી તેણે મનેજ ભોંકી દીધી, ધીક છે તારા અવતારને અને ધીકછે તારી જાતને મારે હવે તમારી તરફની શું ચિન્તાછે મને તો હવે તે તરફની બીલકુલ ચિન્તાકે બીલકુલ આશા છેજ નહિ. પરંતુ બીજુ કાંઇ નહિ ફક્ત મા-હારે તમારી એક વખત ચાલતો જોવીજ જોઇએ. ( આટલું કહી એકદમ વિચાર ઉપર ભરપુર ચઢી જાય છે અને પોતાના અંગ ઉપ-ર, અને પોતાની પોથીમાં, જમીન ઉપર, અને પોતાના ભગવાં કપડાં ૩પર એમ સઘળે ઠેકાણે સવિતા ઘણે દીવસે યાદ આવવાથી સવિતા, સવિતા, સવિતા એમ એક પેનસીલવતી લખે છે. ) તે જોઇ સવિતા જાણી બુઝીને પુછે છે.

" કેમ જોગી રાજજી કાંઇ મંત્ર બંત્ર લખવા માંડયો છે કે શું પોથીમાં, કપડાં ઉપર, અંગ ઉપર, જમીન ઉપર સર્વે ઠેકાણે લખ્યા કરોછો એટલો તે કેટલો મોટો તમારો મંત્ર છે કે આટલે બધે ઠેકાણે લખોછો છતાં તે મંત્ર પુરો થતો નથી? આપ લખોછો એ મંત્ર જરા અમને શીખવાડશો ?" તરૂણુ જોગી બોલ્યો.

" એ મંત્ર તમારા કામનો નથી. એ મંત્ર ન હોય એતો એક મારા ગુનેગારનું નામ છે, તે ગુને ગારને મારે પુરી સજા આપવીજો-ઇએ છીએ, હવે હું તેને સજા આપીશ; તે મારો ભારે ગુનોગારછે" સવિતા બોલી.

" ગુનેગાર, વળી જોગીને ગુનેગાર હતા હસે કે ? વળી જોગીનો ગુનેગાર કોણુ છે એવો તે કેવો માણુસ હશે કે જોગીનું ખોટું કર્યું હશે. અરરરરરરરરર તમારે ગુનેગાર યાદ કરવા પડે છે કે શું ! એ ગુનેગારે કોણુ છે ? અને શાથી ગુનગાર કહોછો ! તે આપ મને સમજાવશો ? " તરૂણુપુરૂષ જોગી બોલ્યો.

" તમારે મારી સાથે આટલી બધી પડપુછ અને વિવેચન ક-રવાનું શું પ્રયોજન છે ! તમે તમારે તમારા રસ્તે ચાલ્યાં જાઓ તમે અમારો ઉપકાર કર્યો છે તે હું કાંઇ ભુલવાનો નથી. પરંતુ આપ કો-

મઠનાં અમારી સાથે શું કામ વખત ગાળો છો આપ જે કામે આવ્યાં છો તે કામે સુખેથી પધારો આપને તસ્દી લેવાનું કંઇ કારણ નથી. માટે આપ સીધાં સીધાં પધારી જાઓ " સવિતા બોલી.

" જોગીરાજજી આપ અમારા ઉપર ગુસ્સે ન થાઓ. મેં તો વાત સાથે વાતમાં સ્વાભાવિક રીતે સેહેજ પુછ્યું છે, માટે માફ કરજો. અમને પુછવાને કાંઇ પ્રયોજન નથી. ન જવાબ આપો તો આપની મરજી, આપ મહાત્મા છો, આપ આપના મનના મુખ્ત્યાર છો પરંતુ.........જોગી માણસ થઈ ક્રોધ તો મુદલ દુરજ કરી નાંખવો જોઇએ; અને શાન્તિથી જવાબ આપવો જોઇએ. પછી તો આપની મરજી અમે પુછ્યું તે અમારી પાસે રહ્યું, માફ કરજો. " તરૂણપુરૂષ જોગી બોલ્યો.

" એમાં માફ માગવાનું કાંઇ કારણ નથી. એ તો માગ મનની આળસની દુગ્ધા છે. તે નામ તો મેં ભુલથી લખ્યું હતું તેતો મ્હારે સ્વપ્ને પણ યાદ કરવાનું નહોતુ, તેતો મહારા આખા જન્મારાની વ્હેરી છે. " સવિતા બોલી.

" હા ! ! એમ હોય તો તો મને મહેરબાની કરીને સઘળું બ્યાન સમજાવશો ? તે સાંભળવા મારૂ અંતઃકરણ ઉભરાઇ આવે છે. ( કીશોર તરફ જોઇને ) ભાઈ કીશોર ભાઇ, હવે તે આપણને સઘળી બીના અને જોગી થવાનું શું કારણ છે તે સઘળું કહી દેશે. તે આપણને સઘળું બ્યાંન કહી દે તો પછી આપણે તેમને 'એમજ કહેવું કે અમે તો તમારી પાસેજ રહીશું, અને તમારા દુઃખમાં ભાગ લઈશું. એ પ્રમાણે કહેવું અને તેમની પાસેથી હવે બીલકુલ દુર જવુંજ નહિં. જો કદાચ દુર જઈશું તો હવે પછી તે મળવા ઘણા મુસ્કીલ છે, માટે તમે તમારે જોયા કરો બાજી સઘળી હાથ આવી ગઇ છે હજી આગળ ખુલાસા થશે, જુઓ હવે હુ મારી યુક્તિ કેવી ચલાવું છું. " કીશોર બોલ્યો.

" બ્હેન તમે તમારે તમારી યુક્તિથી સર્વ બીના ઠેકાણે લાવો. અને મારા વ્હાલા બંધુનો ખોટો વ્હેમ તદન મનમાંથી દુર કરાવો હું મારે શું બને છે તે જોયા કરૂં છું. " સવિતા બોલી.

" વારૂં ભાઇ જુઓ ત્યારે ( તરૂણપુરૂષ તરફ જોઇને ) કેમ કાંઈ વિ-

ચારમાં પડી ગયા કે શું ? શું વિચાર કરો છો."તરૂણપુરૂષ જોગી બોલ્યો.

" વિચારમાં તો કાંઇ નથી જુઓ! સાંભળો. સવિતા મ્હારી નાહાનપણુની ખરા પ્રેમવાળી સ્ત્રી તરીકે હતી, અને તેનાં લગ્ન મારીજ સાથે થવાનાં હતાં; એટલામાં તેણે પોતાની બુદ્ધીનો ખોટો ઉપયોગ કરી, મારા ખરા મિત્ર અને હું જેને ભાઇ સમાન ગણુતો હતો તેની સાથે તેણે પ્રેમ બાંધ્યો. ધીઃક છે એવા મિત્રને, અને ધીઃક છે તેવી સ્ત્રીઓને તેમને મારા જીવ કરતાં પણ હું વિશેષ વ્હાલાં ગણુતો હતો છતાં મને તેઓએ એકદમ દગો દઈ દીધો; અને મને દુનિયાપારનો રસ્તો પકડાવ્યો. કહે હવે તે મારી દુશમન ખરી કે નહિં; બોલો હવે તમેજ કહી દો ? " સવિતા બોલી.

" કેમ નહિં આમ હોય તો તો હજાર વાર દુસ્મન, વળી આથી તે કેવી દુસ્મન જોઈતી હતી. આહાહાહા. આ દુસ્મનતો છેકજ ખરાબ, આતો આખી જીન્દગી પર્યંતના દુસ્મન કહેવાય અહાહા! હા! હા! આવું પાપ કરતાં અને આવો દગો દેતાં તેને જરા પણુ મનમાં આંચકો નહિં આવ્યો હો ? અરે ! એવી તે કેવી ભલી માણુસ હશે કે આવા સાચા પ્રેમ વાલાને તજી દઇ બીજો રસ્તો ઝાલવા ગઇ હશે? હાં જોગીરાજજી તે તમારા મિત્રનું શું નામ ? અને તે શી ન્યાતી છે, અને તે તમારો શો હીતસ્વી હતો ? " તરૂણપુરૂષ જોગી બોલ્યો.

" તેનું નામ કીશોર છે, તે મારો સગો છે, તેમજ વળી ખરો મિત્ર છે, બસ હવે તેઓ વિષેની મને વધારે વાત ન પુછશો; હવે તેઓનું નામ ન દેતાં, મને તેઓનું નામ દેતાં શરમ આવે છે અને પાપ લાગે છે તેઓનું નામ હું લઉં બો પ્રભુનો ભારે ગુનેગાર બનું. માટે હવે બીજી વાત ઉપર કે ભજન ઉપર ધ્યાન ખેંચો કે પાપમાંથી છુટીએ. " સવિતા બોલી "

" જોગીરાજજી આ બનાવ આપે આપની નજરો નજર જોયો છે કે સાંભળેલી વાત કહો છો ! કદાચ તેઓ પવિત્ર હશે તો ? " તરૂણપુરૂષ જોગી બોલ્યો.

" અરે ખાસ મારી નજરે જોએલી બીના છે તેઓ મારાથી છુપી રીતે બાજુ પર ઉભાં રહી પ્રેમયુક્ત જેવી વાત કરતાં હતાં કહો હવે એ વાત કેમ માનવામાં ન આવે. " સવિતા બોલી.

" અરે મારા મેહેરબાન નજરે જોએલી વાતતો ઘણે દરજે ખોટી પડે છે માટે આપે બરાબર તપાસ ન કર્યો હોય તો બરાબર તપાસ કરી જોજો, બીચારાં બીન ગુનેગાર માર્યા જાય નહિં અને ફોગટનાં ફસાઇ મરે નહી. તરૂણ પુરૂષ જોગી બોલ્યો.

" અરે એ વાતની તો મારી પુરી ખાત્રી છે ખાત્રીવિના હું કોઈ કામ કરતોજ નથી મારી નજરે જોએલી વાત કદી ખોટી પડેજ નહિ, એ બંને જણુતો જરૂર જન્મને માટે કલંકિત થઇ ચુકયાં છે, અને હું જન્મને માટે ભેખ ધરનાર જોગી થઇ ચુકયો છું હવે તેમાંનું કાંઇ વળે નહિ. એતો બનવાનું હતું તે બની ગયું છે." સવિતા બોલી.

" કદાચ એમ સમજો કે તે કલંકિત નથી અને સાચા ભાઇ બેહેનના સબંધથી ચાલતાં હોય તો ?" તરૂણ પુરૂષ બોલ્યો.

" તો પણ મ્હારે તો તે આખા જન્મને માટે બીલકુલ નકામાંજ છે. તેઓ કદાચ પવિત્ર હોય તોપણ તેઓને હું જોવાને હવે બીલકુલ ચાહાતો નથી." સવિતા બોલી.

" ( કીશોરને ) કીશોરભાઈ આતો આદુને સુંઠ ખાઇ મંડયા છે તેમને સમજાવતાં ઘણો વખત અને ઘણી મુસીબત પડશે; પણુ કાંઈ નહિ, મુસીબત પડેતો પણ શું છે, તેમને ગમે તે ઉપાયે પાછા લઇ જવા એ મારી ખાસ ફરજ છે, અને મુસીબત વેઠી કામ કરવું તે ખાસ મારૂં કામ છે, માટે લાવ તેમની સાથે વિવેચન કરી ઝટ કામ કાઢી લઉં કે દુખી થતાં સઘળાં મટી જાય" એમ કહી બોલી.

" હાં કદાચ તેઓનો ગુનો નહી હોય અને આપનો ગુનો હશે તો પછી કેમ કરશો ? કદાચ આપેજ કોઈ સ્ત્રી સાથે સંબંધ બાંધ્યો હશે અને તેણે નજરે જોયું હશે અને તેજ તમારાથી રીસાઇને નહિ બોલતી હોયતો પછી !" તરૂણ પુરૂષ બોલ્યો.

" તેમ તો કદી બનેજ નહિં તેના શિવાય માહારે બીજી સ્ત્રી નહીં કરવાની મે તેની સાથે સામા સામી પ્રતિજ્ઞા લીધી છે, અને તે પ્રતિજ્ઞા પ્રમાણે હું ચાલ્યો છું; મારી પ્રતિજ્ઞા મેં બરાબર પાળી છે. તેણે પણ પાળી હતી પરંતુ ફક્ત મેં મારી નજરોનજર એને કીશોરીઆ સાથે હાથના લટકા સહીત વાત કરતાં જોયેલી છે, તેથી હવે

મનેતો તે તરફની પુરી ખાત્રી છે, માટે તેમ તો નજ ધારતા. ! ” સવિતા બોલી.

“ વારૂ ઠીક તમારા કરતાં કીશોર ન્હાંનો છે કે મોટો ? ” તરૂણ પુરૂષ જોગી બોલ્યો.

“ તે તો માહારા કરતાં ત્રણ વર્ષે નહાંનો છે. ” સવિતા બોલી

“ વારૂ તમને અને સવિતાને પ્રેમછે તે વાત કીશોર જાણતો હતો કે તેનાથી અજાણ હતું ? ” તરૂણ પુરૂષ જોગી બોલ્યો.

“ જાણતો હોય તેમાં શું થઇ ગયું આહા કહો તે અમારી વાત જાણતો હતો, તેનાથી તો બીલકુલ અજાણ ન હોતું તે તો મારો ખાસ મિત્ર હતો તેમાં શું થઈ ગયું. ! તમે તો કાંઇ ઇનસાફી ના ટોચકા જેવાં લાગોછો જો. ઇન્સાફ કરનાર કરતાં પણ વધારે પ્રશ્ન પુછો છો તમારૂ તે મગજ છે કે લાકડું. ” સવિતા બોલી

“ ત્યારે બસ આ પ્રમાણે તો તમારામાંજ ભુલ જણાય છે ખાસ તમેજ ભુલ કરીછે તમેજ કહોછો કે છે માહારાથી નાહાંનો છે. વળી કહોછો કે ખાસ મિત્ર છે. ને કહોછો કે તે મારા પ્રેમની વાત જાણેછે તો તેની સાથે તેને સ્વભાવીક રીતે વાત થવીજ જોઈએ ને વાત થાય તેમાં કાંઇ નવાઇજ નથી. બસ બસ બસ હવે મારા સમજવામાં વાત પુરેપુરી આવી ગઈ. અત્યાર સુધી મારી અજાણમાં જતી હતી. બસ હવેતો ન્યાયની રીતે માહારે કહેવું પડે છે કે ભુલ માત્ર ખાસ તમારીજ છે. ” તરૂણ પુરૂષ ચીડવાઇને બોલ્યો.

“ ઠીક ઠીક, તમે તેના ઓળખીતા છો કેશું ! બીન પીછાને અને બીન ઓલખાણે આટલી બધી હીંમત ધરોછો તમે વળી કાંઇ ઇન્સાફી વધારે ડાહ્યાં લાગોછો કે બીન જોએ આટલી બધી હાંમ બીડો છો. ” સવિતા બોલી

“ કહો હુંતો તમોને કે સાવતાને કે કીશોરને બીલકુલ ઓલખતી તો નથીને ! કહો હું અજાણીછું કે નહિ તમેજ બોલો ! ” તરૂણ પુરૂષ જોગી બોલ્યો

“ હા, તમ નથી ઓળખતાં કહો તમે શું કહેવા માગો છો ? નકામુ મારૂં મગજ પણ તમે તો ભમાવી નાંખ્યું તમે તો તદન ખરે સવિતાના જેવાંજ લાગોછો જેવી સવિતા જક્કીલી હતી તેવાંજ તમે

જફીલાં લાગોછો, એક સવિતા છુટી અને આ એક બીજી સવત આવી તમે પણ માથાકુટ કરનારાં ભારી લાગો છો જો."સવિતાબોલી

"હા કહો મારા મેહેરબાન અમે તો જફીલાં પણ હું મારા અનુમાન ઉપરથી. તમારી સાથે એટલી સરત બાંધું છું કે સવિતા અને કીશોર પવિત્ર હોવાં જોઇએ; અને મારા વિચાર પ્રમાણે હું ખાત્રીથી કહું છુ કે તેઓ ખાસ પવિત્રજ છે. જો તે પવિત્ર ન હોય તો મ્હારે પણ તમારી સાથે રહી જોગી થઇને જોગીઓમાં ભળી જવું અને સંસાર ત્યાગ કરી દેવો; કદાચ પવિત્ર હોય તો તમારે તેની સાથે સંસારમાં રહી લગ્ન કરવાં, કહો કબુલ છે ?"તરૂણ પુરૂષ જોગી બોલ્યો.

"વિચાર કરવા લાગ્યો. વળી આ રસ્તે જતાં આટલી હીમત શાથી ધરાવતાં હશે ? શું મારી નજરે જોએલી વાત ખોટી ? અરે ! જરૂર તેઓ પ્રેમ યુક્ત વાતો કરતાં હતાં. હવે તે મારી નજરે જોએલી વાત ખોટી શી રીતે પાડનાર છે, આતો ફોકટના રસ્તે જતાં દમ ભીડે છે અને ફોકટની જક કરે છે એ તદન તેમની મુર્ખતા છે. પરંતુ મને શું છે મારા મનને તો તેઓની તરફની ખાત્રી છે કે તેઓ બંને પ્રેમ યુક્ત રહેછે; અને આતો અનુમાન બાંધી કહે છે માટે તેમ છેતો નહિ. અને કદાંચ પવિત્ર હશે તો મને સંસારમાં જવાને કાંઈ વાંધો નથી તે મારી સાથે બીન જોયે અને બીન પીછાને સરત કરવા તૈયાર થઇ છે, તો મને ખરી વાત વાળાને શો વાંધોછે ભરવાડમાં તે શું અકકલ હોય. ભરવાડની બુધ્ધી કયાં સુધી ચાલે જો ખોટી પડે તો એનેજ જોગણ બનાવી દઉ માટે લાવ કહેવાદે, " એમ વિચારી બોલ્યો

" હા કહો તમારા કહેવા પ્રમાણે માહારે કબુલમંજુરછે ચાલો આપણે તે તરફ જઇ ખાત્રી કરીએ. " સવિતા બોલી.

" ઉભા રહો, ઉભા, રહો, હજી વાર છે એકદમ નહિ જવાય. આ જોગ છે તે કાઢી નાંખો અને સંસારી કપડાં પેહેરી લ્યો, પછી ચાલો. જોગ જ્યાં સુધી રાખ્યો હોય ત્યાં સુધી મારાથી તમારી સાથે ન અવાય; માટે તેમ કરીને ચાલો. " તરૂણપુરૂષ બોલ્યો.

" વળી અત્યારથી જોગી વેશ કઢાય કે ! તમે ઠીક લાગો છો તો ! દાખલો મળ્યા શિવાય અત્યારથીજ જોગ કઢાવો છો તેતો નહિં બને, તે વાતની મને પુરી ખાત્રી થશે એટલે હું તુરત જોગ કાઢી નાંખીશ; અને સંસારમાં આવીશ, ન આવું તો મને સોગન છે." સવિતા બોલી.

"ના તેમ તો નહિંજ બને ત્યારે રહેવા દો મ્હારે તેમાં શું જરૂર છે, તે હું એટલી બધી તમારી સાથે ખોટી થાઉં, અને વળી કાંઇ નવાજુની હોય તો જોગણ બનું. ના માહારે તો તેમ નથી કરવું, જો આપને હાલને હાલ વેશ કાઢવો હોય અને આવવું હોય, તો ચાલો; તમે જોગીનાં કપડાં પહેર્યાં હોય ને હું તમારી સાથે આવું તો મને શરમ આવે માટે જો તેમ વર્તવું હોય તો ચાલો." તરૂણપુરૂષ જોગી બોલ્યો.

"વારૂ વારૂ તેમ કરૂં છું પણ તમે અહીં છ માસ પછી આવજો આપણે છ માસ પછી તે તરફ જઇશું જાવ કરાર પ્રમાણે વેશ ઉતારીને આવીશ કહો હવે બસ છે ?" સવિતા બોલી.

" હા હવે બસ છે ત્યારે અમે જઇએ છીએ છ માસ પછી તમારી પાસે આવી શું "

એટલું કહી સવિતા અને કીશોર છ માસનો કરાર નકી કરી પાસેના નગરમાં રહેવાનો વિચાર કરી ચાલ્યા જાય છે અને આ તરૂણપુરૂષ જોગી પોતાની ઝુંપડીમાં રહી પ્રભુ ભક્તી કરવી શરૂ કરે છે અને આ તરફના વિચારના તુરંગો આણી વિચારમાંને વિચારમાં ત્યાં બેસી રહે છે.

——:*:——

## પ્રકરણ ૬ ઠું.

### ઠગ જોગીનુ કેદમાથી છુટવું અને સવિતાને દુઃખ.

દોહરો.

જેલથી છુટી નીકળ્યા. ઠગ જોગી તતકાર.
સવિતાને દેખી બળ્યા દીઠાં દુઃખ અપાર,

સાયકાળનો સમય થવા આવ્યો હતો સુર્યનું અજવાળુ છેક

ઝાંખું પડી ગયું હતું સરકારી બત્તીઓમાં દીવા ઝબકી રહ્યા હતા કૃષ્ણ પક્ષનો દીવસ હતો તેથી ચંદ્રમાનું અજવાળું નીકળ્યું નહોતું શોખીન સજ્જનો હવા ખાઈ ઘર તરફ પાછા ફરતા હતા. તે વખતે ત્રણ કાળાં કપડાંવાળા અને હાથમાં એક એક હાથ જેવડા ડંડા ઝાલેલા માણસો આ ઘોરી રસ્તા ઉપર થઇ વાતો કરતા કરતા પસાર થતા.

તેઓ એમ વાત કરતા હતા કે જેલને તો સ્વાધીન કરી દીધા કાલે કેસ જરૂર નીકળ્યા વિના રહેશેજ નહિં ગુનેહગારો ભારી દેખાય છે સજા તો જરૂર પડશેજ અને ઇનામ પણ સારૂં મળશે.

આટલી વાત થયા પછી તેઓને ઇનામ વિષેની માંહો માંહે તકરાર ચાલી, અને એક એકને કહેવા લાગ્યા કે મેંહે પકડયો છે ને પેલો કહે છે કે મેં પકડયો છે. એમ વાતો થયા પછી આ ત્રણે સિપાઇઓ લઢી મર્યા અને છેવટે તેઓના લઢવાથી તોહોમતવાળાઓને સારો લાભ મળ્યો હતો. બીજે દીવસે કેસ ચાલતી વખતે આ ત્રણેની ફેર જુબાની આવવાથી તોમતદારને ફકત એક એક માસની સજા ફરમાવી; અને તે તકરારનો લાભ આ તોમતવાલાઓને મલી ચુકયો હતો.

આમ બનવાનું કારણ ફકત બીજુ કાંઇજ નહિં પરંતું કુસંપજ હતો કુસંપ થવાથી કેવા કેવા ભારી કામો નીષ્ફળ જાય છે તે આ ટુંકમાં જણાઇ આવે છે.

"વાંચનાર કોઇ દીવસ કોઇ સાથે કુસંપ ન કરતો, કુસંપ ન કરવાથી સદા કાળ કાર્ય સુધરેજ છે અને ને કામમા ફત્તેહજ મલે છે કુસંપ છે એ માહા દુષ્ટ છે. અને કુસંપને સ્વાધીન જે મનુષ્ય થયો તેને પોતાનું મર્ણ થતાં સુધી પણ કોઈ દીવસ સારો વખત મળશેજ નહિં અને તેવા વિચારથી તો તદન દુરજ રહેવું."

"જુઓ પોલીસમાં માંહો માહે કુસપ થયો તેથી ઠગ જોગીઓ એક માસ વિત્યા પછી તુરત આ તરૂણપુરૂષ રહ્યો છે તેજ નગરમાં પાછા આવ્યા અને કોઇને ધોકો પોહોંચાડવો તેવો વિચાર કરી ત્યાંજ રહેવા લાગ્યા."

બાદ થોડા દીવસ ગયા પછી સવિતા નદિ કિનારે સ્નાન કરવા જતી

હતી તે તેઓને રસ્તામાં મળી સવિતા તેને બીલકુલ ઓળખી શકી નહિં સ
વિતાની નજર તેઓ ઉપર બીલકુલ નહોતી પરંતુ આ ઠગોની નજર તેવા
ઉપર બરાબર હતી તેથી તેઓ તેને બરાબર પિછાની ગયા; અને એ
ચારે ઠગો તેની પાછળ ચાલવા લાગ્યા. સવિતા આ વખતે એકલીજ
નીકળી હતી કીશોર ભાડે રાખેલા મકાનમાં બેઠેલો હતો સવિ-
તા એકાદશીનો દીવસ હોવાથી નદી કીનારે સ્નાન કરવા જતી હતી
તે છેક નદી સુધી આવી પોહોંચી ત્યારે આ લોકો ત્યાં એક જુનું
માહાદેવનું દેવાલય હતું ત્યાં તેને સ્નાન કરીને આવવાની રાહ જોઈ બેઠા.
સવિતાને સ્નાન વિધી કરતાં ઘણો વખત લાગ્યો તેથી ઠગનો આગે
વાન કપડાં ઉતારી લંગોટ મારી રાખ ચોળી તે ન પિછાંને તેવો ડોળ
કરી નદીમાં ગયો. ત્યાં સવિતા નદીમાં ઉભી ઉભી સૂર્ય પાઠ કરતી
હતી એટલે તે એકદમ પાણીમાં પડયો અને નીચો પડીને સવિતાનો
પગ પકડયો અને તેને નદીમાં નાંખી દીધી. પછી તેને ઉંડા પાણીમાં
લઈ ગયો ત્યાં તેને પાણીમાં દુર ફેંકી દીધી સવિતા પણ પાણીમાં
તરનારી ભારી હતી. તેથી તેણે જેવી તેને ઉંડા પાણીમાં ફેંકી તેવી-
જ તે પાણીમાં ડુબકી મારી બીજા આરા સુધી ચાલી ગઇ પછી તે
તેની નજરે ન પડી એટલે તેણે ઘણો તપાસ કર્યો છેવટે તેને ખાત્રી થઈ
કે તે મરી ગઈ અને પાણીમાં તણાઇ ગઈ તેમ નીશ્ચય થવાથી તે
પાછો તે જુના માહાદેવના મંદીરમાં આવ્યો અને પોતાનો ડ્રેસ પે-
હેરી લીધો. નદીના કીનારા ઉપર માહારાજને સવિતા માટે ઘણી ફી-
કર થઈ તેથી માહારાજ તેને શોધવા નદીમાં ગયા. માહારાજ થોડેક
સુધી ચાલ્યા એટલે નદીમાં સવિતા તેને સાંમી મળી સવિતાએ તે
ઠગને ન દેખ્યો. એટલે માહારાજ સાથે સાથરા ઉપર આવી.

કીશોરને પણ ઘર આગળ વધારે ફીકર થવા લાગી તેથી તે
નદી ઉપર ઉતાવળો ઉતાવળો આવી પોહોંચ્યો અને સવિતાને મળ્યો
એટલે વાર થઇ જવાનું કારણ સવિતાએ કીશોરને બતાવ્યું તેથી તે
વધારે દીલગીર થયો અને ત્યાંથી સવિતાને લઇ તાબડતોબ મકાન
ઉપર આવ્યો.

આ પ્રમાણે આ ઢોંગી જોગીઓ અને સવિતાને લગભગ પાંચ

સાડા પાંચ માસ સુધી ચાલ્યું. પરંતુ પવિત્ર સવિતા તેના સપાટામાં મુદલ ન આવી અને સારી રીતે ફાવી ગઇ.

એક દીવસ એવો બનાવ બન્યો કે આ આગેવાન ઠગ સવિતાને મારવાના કામમાં ન ફાવ્યો તેથી પેલા બાકી રહેલા ત્રણ ઠગો સવિતા પાછળ પડયા અને તેણે કર્યું હતું તેજ માફક આ ત્રણે જણાઓએ પણ કર્યું અને તે પણ તે પાણીમાં છે એમ સમજી પાણીમાંને પાણીમાં મ્હો રાખી તેને પકડવા સારૂ જવા માંડયું પછી થોડોક વખત થયો એટલે તેઓના આખા શરીરમાં પાણી ભરાઇ ગયું અને ફુલી ગયા અને તેથી કરી મરી ગયા અને પાણીમાં મુડદાં ચાલવા માંડયાં. સવિતાને તેઓના મર્ણની ખબર પડી એટલે ત્યાંથી પરવારી ઘર તરફ જવા માંડયું બાદ જુના માહાદેવના દેવળ પાસે આવી વિચાર કર્યો કે આ વાત આ ઠગને મારે કરવીજ. અને ગમે તે યુક્તી કરી તેની પાસેથી સઘળાં હથીઆરોની અને તેઓના ડ્રેસની અને ઠગ આગેવાનની સહિની ચીઠી મેળવવી એમ ધારી દેવળમાં ગઇ ત્યાં આ સઘળી બીના કહી તેથી તે તો વિશમય પામી ગયો થોડી વાર સુધી સવિતાને આ ઠગે દેવળમાંજ બેસાડી રાખી પરંતું પેલા ત્રણ ન આવ્યા ને તણાઇ ગયા તેવી ખાત્રી થવાથી તેનો ચેહેરો એકરમ ફીકો પડી ગયો અને તેના હોશ ઉડી ગયા અને તેણે પણ તેઓની પાછળ મરવુંજ બેહેતર ગણ્યું. અને સવિતાને બેહેન દીકરી કહી થયેલાં ભુલની મ.ફી માગી; અને તમામ વસ્ત્રો અને હથીઆરો સવિતાને આપી દીધા. પોતે મર્ણ નીપજાવવું તેવો નીશ્ચય કરી નદી તરફ જવા લાગ્યો એટલે સવિતા દયા લાવી બોલી. ભાઇ જુઓ જે થવાનું છે તે થઈ ગયું છે માટે આજથી તેવા ધંધા કરવા મુકીદો અને પ્રભુ સ્મરણ કરો કે જેથી કાયાનું સારથક થાય.

ઠગ બોલ્યો. " ના બેહેન મ્હારે હવે જીવીને કાંઇ કામ નથી દોસ્તદારો ગયા પછી મારે જીવીને શું કરવું ? " સવિતા બોલી.

" ભાઇ, તેવા કામ કરે છે તેને તો પ્રભુ તેવીજ શીક્ષા આપે છે માટે હવેથી નીષ્ટા સારી રાખી શુદ્ધ મારગે ચાલો કે કદી ઇશ્વરનો કોપ ન થાય. " ઠગ બોલ્યો.

" વારૂ મર્ણું નહિં ની ? અને તમારૂ કહ્યું પાળીશ તોપણ

આખી જીન્દગી સારૂજ જોગી તો બનીજ પણ આ માટે તો મને પરતાવો થાય છે." સવિતા વિચાર કરવા લાગી.

"લાવ આંને જોડે લઇ જાઉં તે મારી સાથે જોગ ઉતારી આવવાના છે માટે તેમની જગ્યાએ આનેજ ત્યાં બેસાડીશું ઠીક થયું ચીઠી બીઠીની વાત જવા દે અને આ પ્રમાણેજ કરવા દે આ વીચાર મને ઘણો સારો સુઝ્યો છે હવે તેનું મન તદન નિર્મળ બની ગયું છે. હવે કપટ જરા પણ નથી માટે લાવ તેને સમજાવી તૈયાર થવા કહું અને ઘર તરફ જાઉં કીશોરભાઇ પણ મારી રાહ જોઇ રહ્યા હશે ઘણો વખત થઇ ગયો છે માટે લાવ કહું." એમ કહી બોલી.

"ભાઇ, તમે મારી સાથે ચાલો ભલે તમે જોગી થજો પણ જે જગ્યાએ તમારે તકરાર થઈ હતી તે જગ્યાએ આસન નાંખી બેસજો અને ઇશ્વર ભજન કહજો." ઠગ બોલ્યો.

"વારૂ બેહેન ઘણું સારૂ ચાલો"

આ પ્રમાણે વાત કરી રહ્યા પછી હથીઆરોનું અને કપડાનું એક પોટલું બાંધ્યું અને ઠગે પોતાના માથે ઉપાડી લીધું અને સવિતા જોડે સવિતાને ત્યાં ગયો.

થોડા દીવસ પછી પેલા છ માસ પુરા થવા આવવાથી સવિતા અને સુધરેલો ઠગ તરૂણપુરૂપની ઝુંપડીએ જવા સારૂ ઠગના માથે પોટલું ઉંચકાવી નીકળ્યા; તેમાં સવિતા અપ્સરા વેષે નીકળી હતી તે રસ્તામાં વાતો કરતા કરતા ચાલવા લાગ્યા.

---

## પ્રકરણ ૭ મું.

---

### મરૂડીનું મંદીર અને સવિતા અપ્સરા.

દોહરો.

દેવ પરી થઇ ખડી રહી ભરમાવ્યો ભરથાર,
પત્ર લખાવ્યો યુકતીથી જવા કર્યો વિચાર;

આ તરૂણપુરૂષ જોગીને આ નગરના પંચોએ મળી. આ તને

રૂણુપુરૂષની ઝુંપડી હતી તે ઠેકાણે ઠરાવ કર્યા મુજબ એક મોટું મં-
દીર બાંધી આપ્યું હતું.

આ મંદીરની ચારે બાજુ ચાર બારણાં હતાં, ચારે બાજુ ફરતો
કોટ શોભીતો બાંધી દીધો હતો. મંદીરને એક મોટો ભારે ઘુંમટ ર.
ળીઆમણો કરી આપ્યો હતો મંદીરના અંદરના ભાગમાં શિવલીંગની
મુરતી પધરાવી આપી હતી. તેના ઉપર ચાંદીની જળધારી
સારી શોભી રહી હતી, પ્રતિષ્ઠા કરી તે દીવસે સર્વ પંચોએ શિવલીં-
ગની પુજા અને મોટો યજ્ઞ ઘણા હર્ષથી કર્યો હતો. શિવલીંગની ઉપર
જુદી જુદી જાતનાં પુલો અને ચંદન ચઢાવ્યું હતું. મંદીરના મોટા
બારણે એક મોટું નગારૂ અને એક મોટો ઘંટ શોભીતો બાંધી દીધો
હતો. મંદીરની આગળ પાછળ અને કોટની અંદરની બાજુમાં જુદી
જુદી જાતના ફુલ ઝાડો, અનેક અનેક તરેહના વેલા. વાવેલા હતા.
તે ઝાડોના ફુલો ફક્ત મહાદેવના વપરાશના કામ સારૂજ લેવામાં આ-
વતા હતાં આ પંચ લોકો આ તરૂણ પુરૂષ જોગીને એક માહાત્મા
માફક માની તેમની સારી સેવા બજાવતા હતા. આખા પંચના સઘ-
ળા માણુસો આ જોગી ઉંપર અત્યંત્ય સારો ભાવ રાખતા હતા.

આ પંચ લોકોએ મુરતી પધરાવી. અને સર્વ મંદીર અતિશુ-
શોભિત તૈયાર કર્યું ત્યાર પછી આ તરૂણ પુરૂષ શિવ લીંગની પુજા
ઘણા હેતથી અને ઘણા પ્રેમથી સારી કરતો હતો.

સેવા કરતાં કરતાં આ તરૂણ પુરૂષને લગભગ ત્રણ મહીના
વિતી ગયા. એટલામાં સવિતા પેલા સુધરેલા ઠગને બાજુપર રાખી
અપ્સરાનો વેશ ધારણ કરી. આબેહુબ અપ્સરા માફક બની, તરૂણ
પુરૂષ પાસે આવી ઉભી રહી, અને શિવલીંગના દર્શન કરવા લાગી તે
વખતે તરૂણ પુરૂષ તો ખાસ શિવ પુજામાંજ રોકાયલો હતો [illegible]
તેનું ધ્યાન ખાસ પુજામાંજ હતું એટલે આવેલી અબળાના સામું જો-
વાને તે બીલકુલ પામ્યો નહોતો. તેથી સવિતા બોલી.

" માહરાજ પાએ લાગુંછું નમસ્કાર કરૂંછું" તરૂણ પુરૂષ બોલ્યો.

" અખંડ સૌભાગ્ય રહો આનંદમાં રહો " સવિતા બોલી.

" મહારાજ આપ સેવામાંથી ઉઠયાછો તેથી આપના ચર્ણને

ઘણો શ્રમ લાગ્યો હશે માટે હું આપના ચર્ણ દબાવું " તરૂણ પુરૂ-
ષ બોલ્યો.

" બાઈ હમારે જોગીને ચર્ણ દબાવવા ન શોભે હમારે જંગલ
ા વાશીને વળી શ્રમ શાંનો, અને સાહાયબી શાંની અમારે તો રા-
મ ચોળી જંગલમાં રહેવું એજ શોભે, બાકી સુખ અને આનંદ તો
આપના જેવા દુનીઆદારી વાળા માણુસને માટે છે, તેવું અઘટીત
બોલવું તો મુકીજ દો અને પ્રભુના દર્શણ કરી પ્રભુનુંજ નામ સ્મર-
ણ કરો તો કાયાનું કલ્યાણ થાય." સવિતા બોલી.

" હાં આં આં આં આં માહારાજ અમે આપના ચર્ણ દબા-
વવાને લાયક છીએ માહાદેવ છે તે દેવ ખરા પણ તે તો અણ બો-
લ્યા દેવછે અને આપતો પ્રત્યક્ષ બોલતા દેવછો હું તો આપને મારા
શીરના મુંગટ માનું છું તમે તો બોલતા દેવ એટલે અમારા માલીક ક-
હેવાઓ શું એમ કરવાથી કાંઇ આપને અડચણ છે ! શુ આપ કોઈ
થી બીહો છો ? શું આપને શરમ આવે છે ? શું આપ એમ
કરવાથી એબ સમજો છો ? અહીંતો ઘણા જોગી આવી ગયા પરંતુ
આપના જેવા હઠીલા તો મેં કોઇ પણ ન દેખ્યા. આપ તો તદન
વિચિત્રજ લાગોછો ખરે તમારા જેવાતો મેં આજજ દેખ્યા ?" તરૂણ
પુરૂષ બોલ્યો.

" (સ્વગત) આ મને હરવખતે આવાં લપો ક્યાંથી વળગે છે
પ્રભુ મને જંગલમાં પણ નહિજ જંપવા દે ! શું મેં તારૂં કાંઇ બ-
ગાડયું છે ? હવે તો નીચિંન્ત કર ! "

"માહારા જેવા આજ દેખ્યા હોય કે કાલ દેખ્યા હોય પરંતુ
માહારે તો તે નહિજ બને શિરના મુગટ કોને કહેવાય ? તે તો પો-
તાના ભરથારને કહેવાય, શિવાય બીજા કોઇને ન કહેવાય માલીક
કોણ ? એક માલીક નિરંજન નીરાકાર અને બીજો માલીક ( નાટક
રૂપી દુન્યામાં ભરથાર તે શિવાય ત્રીજો માલીક કોઇ છેજ નહિ. મુ-
શીબતો તો મને ઘણીછે ધર્મની અડચણ શું અડચણ નહિ ? શું
એ અડચણ તમે કાંઈ કમ ધારોછો ? બ્હીવાનું તો જગકર્તાથી;
નઠારૂં કામ કરવું તે બ્હીવાનું છે. કુચ્છંદ અને કુકર્મના કામ કરવા-
માં તો સદાકાળ સઘળી અડચણોજ રહેલીછે, અને એબ તો

ખુલે ખુલ્લી પ્રત્યક્ષ જણાયછે તે ક્યાં તમારૂં અજાણ્યું છે તે તમે મને પુછો છો ઘણા જોગી આવે કે થોડા જોગી આવે, હઠીલો હોઉં કે વિચિત્ર હોઉં, તે સઘળું મારી કાયાનેજછે માટે; લાંબો વિચાર ન ધરાવતાં ટુંકાજ વિચારમાં તમારી વાત અને તમારી કલ્પના બંધ કરો કહેવતમાં કહ્યુંછે. छाश वलोविये तो माखणज नीकळे पण पाणी वलोविये तो माखण न नीकळे માટે મને તમે તે કહેવત પ્રમાણેજ સમજજો માહારામાંથી કાંઇ લાંબો સાર તમે કાઢવાનાં નથી. એટલે મારાથી તમને બીલકુલ લાભ નહિજ મળે માટે ટુંકામાં સમજી જઈ વાત ચુપાચુપ રાખો કે તમારૂં કે કોઇનું ફોકટ નામ બદનામ થતું અટકે અને પ્રભુ રાજી રહે માટે તેમ કરો ?" સવિતા બોલી.

(સ્વગત) આ તો પલળે તેવા લાગતા નથી. છે તો દૃઢ મનવાળાજ હવે મને ખાત્રી થઇ ગઇ માટે હવે તો દાખલા સારૂ એક ચીઠી લખાવી લઉં." એમ વિચાર કરી બોલી.

"વારૂં ઠીક તેમ કરીશું પણ મને ખાતરી સારૂ બે આંકડા લખી આપો કે બીજાત માહારે આજથી હરામ છે ન લખી આપો તો માહારા કહેવા પ્રમાણે કબુલ કરો" તરૂણપુરૂષ બોલ્યો.

"(સ્વગત) આમ ન ફાવી ત્યારે હવે લખાવી લેવા માગેછે. શું યુક્તી રચેછે. પણ કાંઇ નહિ. મને સાચા પ્રભુના ભકતને શું છે મેં સંસાર ત્યાગ કર્યો છે હવે મને લખી આપતાં શું વાંધો છે. એમ વિચાર કર્યા પછી મૈયારીની સાથે દેશમાં જવાના વાયદાની વાત વીસરી ગયો અને વચાર કરવા લાગ્યો કે તેને બે આંકડા લખી આપી વીદાય કરવી એ ઘણું સારૂં કામછે નહિ તો આમાં વિપરીત કામ બનશે અને લોકો મારામાં કપટ નહિ છતાં મને વ્યભિચારી ઠરાવસે માટે કાલ તેના કરેલા ઠરાવ પ્રમાણે તેને લખી આપવું પછી જે બનાર હશે તે હશે પણ હાલતો મારી પાસેથી પાપ દુર થાયછે માટે તેમ કરવું વધારે સારૂં છે એમ ધારી બોલ્યો.

"શું ! તમે લખાવી લેવું ધારો છો ?" સવિતા બોલી.

"હા લખાવી લેવાનુંજ ધારૂં છું બોલો શું કહો છો ? જે હોય તે મને હાલને હાલ કહીદો" તરૂણપુરૂષ બોલ્યો.

" લાવો કાગળ ખડીયો ને કલમ ખુશીથી લખી આપું મને સાચાને શું વાંધો છે ? " સવિતા બોલી.

એમ કહી ખડીઓ કલમ ને કાગળ લાવી આપે છે અને નીચે પ્રમાણે લખાવી લેછે લ્યો. " તરૂણપુરૂષ લખે છે.

" શાંન્તીપુર નગર પાસે વગડામાં પંચે કરી આપેલા નવા દેરાના રહીશ જોગી હું પોતે. "

" તમારી માગણી મેં સ્વીકારી નહિં, અને તેથી લખી આપું છું કે આ જાત આજથી મારે હરામ છે આ લખ્યું અમો અમારી જીન્દગી પર્યંન્ત પાળીએ અને તે પ્રમાણે સદાકાળ વરતી ચાલીએ આ લખ્યું તે ખરૂં છે. "

લી. હું
પોતે જોગી છું.

" કહો હવે વળી કાંઇ વધારે લખવું છે તમારી બીના સઘળી આ લખાણમાં આવી ગઇ છે કે નહિં બોલો હવે કાંઇ તમને હરકત છે હરકત હોય તો કહો કે પછી તેનો પુરે પુરો ખુલાસો કરી આપું કે પછી તમારા મનમાં અંદેશો રહે નહિ. બોલો છે કાંઇ " સવિતા બોલી.

"બસ સમજીને લખ્યું છે એટલે પછી વધારે માહારે કહેવાનું શું પ્રયોજન ? " તરૂણપુરૂષ બોલ્યો.

"ઠીક ત્યારે હવે આપ આપના ઘર તરફ રવાના થવાની તૈયારી કરશો કે મારાથી પ્રભુની શેવા થાય. "

"હા ઘણી ખુશીથી હવે મને ઘર તરફ જવાની કાંઈ અડચણ નથી લ્યો હું તો આ ચાલી. "

એટલું કહી સવિતા જે ઠેકાણે કીશોર છે ત્યાં જવા સારૂ માહારાજ પાસેથી ચીઠી લઇ સુધરેલા ઠગને પેલી પોટલી સહિતસાથે પોતાના મકાન ઉપર ચાલી ગઇ અને માહારાજ શેવામાં લુબ્ધ થયો.

આ તરૂણપુરૂષ હરરોજના નીયમ પ્રમાણે માહાદેવની સેવા કરવા લાગ્યો, અને "નગરના લોકો પણ હરરોજ દરશન સારૂ આ મંદીરમાં આવવા લાગ્યા અને મંદીરની મહત્તા દીવસે દીવસે વધવાલાગી.

---

## પ્રકરણ ૮ મુ.

**સુધરેલા ઠગને મંદીરના માલીકની જગા તરૂણપુરૂષ સવિતા અને કીશોરનું સુર્યપુર મુકામ અને ચિત્રસનથી મુલાકાત**

દોહરો.

ઠગ જોગીને મુકીયો કરી દેશનો દાસ;
પછી ત્વરાથી નીકળ્યા દેશ જવાને ખાસ,
પૈસા ખુટયા પાસમાં રહ્યા સુર્યપુર માંહાય.
મળી રાજાને ત્યાં રહ્યા ચઢયા નોકરી જયાંય,

છ માસની મુદત પુરી થવા આવવાથી સવિતા અને કીશોર પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યાં કે હવે આપણે તે તરફ જઇ તેમને લઇ કોઇ મ્હોટા રાજ્યમાં જઈ મુકામ કરવો તેમને ગમે તે ઉપાય કરી નજરે જોયેલી વાત ખોટી ઠરાવી આપું અને એક બીજી ચીઠી તેમની પાસેથી લખાવી લઉં. જો તેમ નહિં કરૂં તો તેમના મનનો મેલ કદી જશે નહિં માટે ભાઈ હવ આપણે તે તરફ ચાલો તે પણ વાયદા મુજબ તૈયાર હશે માટે આ સુધરેલા ઠગને સાથે લઇ જઈશું તો ઠીક ફાવીશું તેને તે મંદીરની જગ્યા આપીશું. તેમનું હૃદય હવે ચોખ્ખું થઈ ગયું છે એટલે સઘળી વાતમાં ઠીકજ થશે; માટે તાકીદે જઈશું તો ઘણી સરસ રીતે ફાવીશું અને સર્વ કાર્યમાં ફતેહ મળશે માટે ચાલો.

કીશોર બોલ્યો, બેહેન હું પણ મનમાં એજ વિચાર ધારતો હતો તમારી અને મારી ધારણા સરખીજ આવછે; મારો પણ વિચાર એજ છે. પરંતુ વાર નહિં લગાડતાં એકદમ જઇએ તો ઠીક સાંજના પોહોરનો વખત છે એટલે ત્યાં કોઇ માણુસ પણ નગરનો હાલ નહીં હોય

એટલી વાત કરી સવિતા કીશોર અને સુધરેલો ઠગ જોગી સંધળાં પેલું પોટલું વિગેરે સઘળો માલ લઈ તરૂણ પુરૂષ પાસે આવ્યાં અને મંદિરમાં ઉભા રહ્યાં       સવિતા બોલી.

" કેમ જોગીરાજજી આપની આપેલી મુદત આવી કે "

તરૂણ પુરૂષ બોલ્યો.

' હા તે દીવસ આજજ પુરો થાય છે હું પણ તૈયારજ છું

વચન આપ્યા પછી તમારે મને બીલકુલ કહેવા ફરજ નહીંજ પડે, હું પણ કપડાં પેહેરૂં છું કહો હવે કાંઇ મારી કસુર છે એ.લો!" સવિતા બોલી.

"ના તમે વચનના તો સાચા છો. પણ આ તમારી જગ્યાનું શીરીતે કરીશું, નગરના લોકો તમને ધુતારો ધુતારો કહી વગોવશે માટે કેમ કરીશું? જુઓ આ ( ઠગ ) જોગી છે જે તમારી સાથે વીવાદ કરતા હતા તે છે તે હવે બરાબર સુધરી ગયા છે મં તેમની બરાબર પરીક્ષા લીધી છે માટે આ જગ્યા તેમને આપો અને આપણે એક દમ તૈયારી કરો વળી અહીં કોઇ માણસ આવશે ને જોશે તો પંચાયતી આવી પડશે માટે વિચાર કર્યા વિના કપડાં પહેરી લ્યો અને આ ભગવાં કપડાં આ ( ઠગ ) જોગીને આપો.

આ પ્રમાણે વાત થયા પછી તરૂણ પુરૂષે પોતાના કપડાં (ઠગ) જોગીને આપ્યા અને તેને ત્યાં બેસાડયો અને તરૂણ પુરૂષે અને કીશોરે પેલા ઠગ લોકોના કાબર ચીતરાં કપડાં હથીયાર સહીત પેહેરી લીધાં અને ત્રણે જણાં ત્યાંથી એકદમ નીકળ્યાં.

ત્રણે જણા રસ્તામાં વાતો કરતાં કરતાં લગભગ પંદર દીવસે સુર્યપુર નગર આવી પહોંચ્યાં, અને ધર્મશાળામાં મુકામ કર્યો આ તરૂણપુરૂષ પાસે આ વખતે એક પાઇ સરખી પણ નહોતી; પરંતુ સવિતા પાસે એક અમુલ્ય હાર અને બીજુ જુજ જુજ ઘરેણું હતું પૈસા તેઓ પાસે થઇ રહ્યા છતાં કયાથી લાવવા તે વિષે તેઓના મનને કાંઇ વિચાર આવતો નહોતો. છેવટે તેઓ પાસે મુદલ કાંઈ નરહ્યું એટલે સવિતા બોલી.

"કેમ જોગીરાજજી શું વિચાર કરો છો? કાંઇ ભારે વિચારમાં પડી ગયા લાગો છો," તરૂણ પુરૂષ બોલ્યો.

"વિચાર તો કંઇજ નહીં પરંતુ." સવિતા બોલી.

"કહો પરંતુ કહીને કેમ રહી ગયા? બોલો શું છે શામાટે ગભરાઓ છો." તરૂણપુરૂષ બોલ્યો.

"ગભરાવાનું તો કાંઇજ નહીં પરંતુ પૈસા ખુટી પડયા છે તેથી હું આપને કહેતો હતો કે હું થોડા દીવસ નોકરી કરી. પૈસા એકઠા કરૂં કારણ અમારો દેશ હજુ ઘણો દુર છે તેથી ઘણા પૈસા

જોઇશે માટે તેમ કરીશું તો ઘણા ફાવી જઇશું." કીશોર બોલ્યો.

"હા તમારો વિચાર બરાબર છે ચાલો આપણે બંન્ને સાથે નોકરી કરીએ હવ નોકરી વિના બીજો ઉપાય રહ્યો નથી, નોકરી નહિ કરીએ તો દુઃખ વિશેષ આવી પડશે માટે કહો બેહેન તમારી ખુશી શું છે ? સવિતા બોલી.

(સ્વગત) હાલ હાર વેચવાની કાંઈ જરૂર નથી જો હાલહાર વેચીશતો ફાવવું મુસ્કેલ થઇ પડસે માટે હાલ તો તેમને નોકરી કરવા સારૂ જવાજ દેવા.તેઓ ઇંગ્રેજી જાણે છે એટલે નોકરી તો તેમને જરૂર મળશે વળી ઘણી જરૂર પડશે તો પાછળથી હાર વેચીશું પરંતુ હાલ તો તેમની પરિક્ષા જોવી એ ઉત્તમ છે એમ ધારી બોલી.

"હા.તમે નોકરી સારૂ જશો તો ઘણું સારૂં છે કારણ તેમ કરશો તો આગળ આપણને મુસિબત પડતી અટકશે તમારો વિચાર ધારેલો હું બરાબર સમજી છું તે મારા વિચારને મળતોજ છે માટે તેમ કરશો તો કાંઇ હરકત નથી." તરૂણ પુરૂષ બોલ્યો,

"એટલું કહી તરૂણપુરૂષ અને કીસોર ત્યાંથી નીકળી સુર્યપુર નગરના બજારમાં આવ્યા. બજાર ઘણો સુંદર શુશોભિત તેમજ રાળ આમણો હતો વેપારીઓની દુકાનો એક લાઇનમાં એક ધારી હતી. લાઇનમાં બીજી કોઇ જાતની દુકાન વચમાં આવતી નહોતી. દુકાનો હારબંધ સાથે અને એકજ તરેહની અને એકજ જાતની આવવાથી. ઘણીજ સરસ દેખાતી હતી. બજારની સુંદરતા જોઈ આ બંન્ને જણ એક દુકાન ઉપર આરામ લેવા બેઠા.

આ લોકો લગભગ સવારમાં આઠેક વાગ્યાના સુમારે બજાર તરફ આવ્યા હતા. તેમને આવ્યે અડધો કલાક તો પુરો નહિ થયો હોય એટલામાં ત્યાંના દરબાર ચિત્રસેનની સ્વારી ત્યાં આવી એટલે આ નવિન પુરૂષ છે એમ સમજી એકદમ કોચમેનને હુકમ કરી સ્વારી ત્યાંજ ઉભી રાખવા હુકમ કર્યો એટલે સ્વારી એકદમ ત્યાંજ ઉભી રહી.

આ તરૂણપુરૂષનો ચેહેરો ઘણો સુંદર હતો તેમજ વળિ પેલા ઠગોના ચોરેલ અમુલ્ય વસ્ત્રો પેહેરેલાં હતાં અને તે ઉપર હથીઆરે

લટકેલાં હતાં તેથી રાજા કોઇ કુંવર સમજ્યા. તેથી સરકાર નીચે ઉ- તર્યા અને કુવર છેકે કોઈ સાધારણ માણુસ છે, એમ પરીક્ષા કરવા માટે તેને બે પ્રશ્ન નીચે પ્રમાણે પુછ્યા. એટલે તરૂણપુરૂષ વિદ્વાન હતો તેથી નીચે પ્રમાણે તુરત જુવાબ આપ્યો.

છોકરા શરમમાં શરમ વાળું કામ કયું છે ? તરૂણપુરૂષ વિચાર કરવા લાગ્યો.

આ રાજા છે તેમને તો ફકત રાજ ખટપટ શિવાય બીજી કાંઇ સમજણ નહિં હોય માટે તેને તો સંગ્રામમાં બાયલા માફક થઇ પાછા ફરવું તે, એ પ્રમાણે કહેવું એમ વિચાર ધારી બોલ્યો.

"હજુર મ્હોટા માણસોને તો સંગ્રામમાં લઢતાં લઢતાં બાયલા માફક થઇ જઈ પાછાં હઠવું તે અને સાધારણ માણસોને તો ચોરી, છીનાળી, અને જુઠ તે." ચિત્રસેન બોલ્યો.

"કેમ મોટા માણસોને તે એબ નહિં લાગુ પડતી હોય ?" તરૂણ પુરૂષ બોલ્યો.

"હજુર મોટા માણસો એવું કામ કરેજ નહિ એટલે લાગુ પણ કયાંથીજ પડે." ચિત્રસેન વિચાર કરવા લાગ્યો.

"છોકરા મુર્ખમાં શ્રેષ્ટ મુર્ખ કયો ?" તરૂણ પુરૂષ બોલ્યો.

"હજુર જે અવિચાર્યું પગલું ભરી પાછળથી શોક ઉત્પન કરે તે." ચિત્રસેન બોલ્યો.

(સ્વગત) લાગે છે તો હુશીઆર એક પણ જવાબ દેવામાં તે- ણે જરા પણ આંચકો ખાધો નથી. અને જેવા છે તેવા ખરાજ જ- વાબ આપ્યા છે માટે તેઓને મારા મેહેલમાંજ ઉતારો આપવો અને જનાનખાંના ખાતે મુકતી રચી નોકર રાખવા. છોકરો ઘણો ચતુર છે માટે હજુ પણ મને તેની પુરી તજવીજ કરવા દે પછી સઘળું થ ઇ પડશે એમ ધારી બોલ્યો.

"છોકરા તારો દેશ કયો ? તારૂ નામ શું ? અને તારૂ કુળ કોનું છે અને તેં અભ્યાસ કયાં સુધી કર્યો છે ?" તરૂણ પુરૂષ બોલ્યો.

"હજુર માહારો દેશ વિજય નગર છે તે ઘણો દુર છે માહારૂ

નામ પુર્ણચંદ્ર છે. અને માહારૂં કુળ નાગરનું છે મેં ડાકટરી અભ્યાસ પુરો કર્યો છે." ચિત્રસેન બોલ્યો.

"ત્યારે તું અહી આ વખતેજ આવેલો જણાય છે." પુર્ણચંદ્ર બોલ્યો.

"જી હા પેહેલ વેહેલોજ આવ્યો છું." ચિત્રશેન બોલ્યો "ત્યારે શેહેરના તો ભોમીયા ક્યાંથીજ હશો ?"

"જી ના. શેહેરનો ભોમીયો નથી આ શેહેરથી તદન અજાણ્યો છું." ચિત્રસેન બોલ્યો.

"ત્યારે તમે અમારા મેહેલમાંજ મુકામ રાખજો." પુર્ણચંદ્ર બોલ્યો.

"ઘણી ખુશીથી (સ્વગત) (જોઇતું હતું અને વળી વૈદે કહ્યું હવે નોકરીમાં રહેવાને વાંધો નહી આવે ) પણ......હજુર અમારી સાથે ખટલો છે તેનું કેમ થાય." ચિત્રસેન બોલ્યો.

"તે વાતની કાંઇ.ફીકર નહી. તમે સઘળા જેટલાહો તેટલા આપણા મેહેલમાં રહેજો. તમારા શીધા સામાન વીગેરેનો બંદોબસ્ત પુરો કરાવીશ નીચીન્ત રહો. ચાલો અમારી સાથે બંગલે." પૂર્ણચંદ્ર બોલ્યો.

"હજુર સાથે તો આવીએ પણ અમારી સાથે એક બાઇ છે તેમને લઇ આપના બંગલા તરફ આવીએ છીએ." ચિત્રસેન બોલ્યો.

ત્યારે આ સીપાઇને તમારી સાથે લેતા જાઓ, તમોને અજાણ્યાને રસ્તો જડવો મુસ્કીલ થઇ પડશે.

એમ વિચાર ધારી પોતાના મનમાં એમ ધાર્યું કે નહિં આવે એમ સમજી પોતાના સીપાઇને તેમની સાથે મોકલ્યો, અને સાથે લઈ બંગલે આવવા હુકમ કર્યો એટલે સ્વારી ઉપડી બંગલે ગઈ.

પુર્ણચંદ્ર, ફીશોર અને સીપાઇ, એ ત્રણે જણા ધર્મશાલા પાસે આવ્યા અને સવિતાને પૂર્ણુચંદ્રે. સઘળી બીના કહી સંભળાવી. પછી એક ગાડી મંગાવી. આ ચારે જણા બેશી રાજાના બંગલા તરફ હંકાવી લીધી. એટલે ગાડી તુરત બંગલા પાસે આવી ખડી થઈ ગઈ અને અંદરથી બાહાર નીકળ્યા એટલે સીપાઇ તેમને રાજા પાસે બંગલામાં લઇ ગયો. રાજાએ સર્વ સાહીત્ય નોકરો પાસે તૈયાર કરાવ્યું હતું તેથી સવિતાએ સર્વ રસોઈ પોતાના હાથે તૈયાર કરી અને થોડી વારમાં જમી પરવાર્યાં બાદ સરકારે તેમને પોતાની હજુર સીપાઇ પાસે બોલાવ્યા એટલે ત્રણે જણાં તેમની પાસે આવી ઉભાં રહ્યાં ચિત્રસેને પુછ્યું.

" કેમ કામથી પરવાર્યાં, જમ્યા " પૂર્ણુ ચંદ્ર બોલ્યો.

" હજુર હા. ચિત્રસેને પ્રશ્ન પુછ્યો.

" તમારી સાથે આ સ્ત્રી અને પુરૂષ છે તે કોણ છે ? "

પૂર્ણુ ચંદ્ર બોલ્યો.

" તે રસ્તે જનાર મિત્ર છે અને આ સ્ત્રી છે તે અમારા મિત્રના મિત્રની પત્નિ છે. " ચિત્રસેન બોલ્યો.

" તેમણે અભ્યાસ ક્યાં સુધી કર્યો છે ? " પૂર્ણુચંદ્ર બોલ્યો.

" તેમણે પણ પાંચ સાત ચોપડી અભ્યાસ કર્યો છે. "

ચિત્રસેન બોલ્યો.

" ત્યારે તમારે અહીં નોકરી કરવા ખુશી છે "પૂર્ણુચંદ્ર બોલ્યો.

" જીહા ઘણી ખુશીથી નોકરી બજાવીશું " ચિત્રસેન બોલ્યો.

" શું પગાર લેશો અને શું શું કામ કરશો"પૂર્ણુ ચંદ્ર બોલ્યો

"આપ જે ફરમાવશો તે કરીશું અને પગાર સો રૂપિયા લઇશું ને નોકરી નેકથી બજાવીશું. " ચિત્રસેન બોલ્યો.

"વારૂ ઠીક, જાવ તમારા કહેવા પ્રમાણે બંને જણને મળી સો રૂપિઆ પગાર આપીશું અને આજથી તમારે જનાનખાંના પાસે

રહી તેમની તેહેનાતનું તમામ કામ કરવું” પૂર્ણચંદ્ર વિચાર કરી બોલ્યો.

“ વારૂ હજુર જેવી આપની આજ્ઞા. ”

આ પ્રમાણે નોકરીનો બંદોબસ્ત કરી સવિતા સાથે રાજાના આપેલા ભાગમાં રહેવા લાગ્યા અને જનાનખાંનાની નોકરી કરવા લાગ્યા.

આ નોકરી બજાવતાં સરકારે તેમને નજરે દેખ્યા હતા તેથી તેમને પુરી ખાત્રી થઈ ગઇ હતી કે આ માણસો સ્વચ્છ અને ચોખ્ખા છે તેથી તેઓ મારાથી કોઇ પણ વાતે કપટ રમશે નહિં તેવું પોતાના અંતઃકરણને નક્કી થવાથી તેઓ ઉપર વધારે લક્ષ આપતા નહોતા.

---

## પ્રકરણ ૯ મું.

---

### નજરે જોયેલી વાત ખોટી.

દોહરો.

જનાનખાંનામાં રહ્યા, નોકરી કરવા કાજ;
પડયો સરકારને, ભાગ્યો સવિતા સાજ.

આ તરૂણપુરૂષ આ જનાન ખાનામાં હરરોજ નેક દાનતથી. અને સ્વચ્છ નીદાથીજ નોકરી કરતો હતો તેથી સર્વ માણસો તેમના ઉપર અત્યંત પ્રેમ રાખતા. અને તેઓને તદ્દન ચોખ્ખાજ સમજતા. તેઓને આ નોકરી કરતાં લગભગ છ માસ વીતી જવા આવ્યા હતા. એટલામાં એક દીવસ એવો બનાવ બન્યો કે તેઓના ઉપર ચિત્રસેનને સહેજ સાજ વ્હેમ આવવાથી, ચુપકી રીતે આ જનાનખાંનાની પાસેની એક રૂમમાં ગુપ્ત રીતે છુપાઇ રહ્યા હતા. અને સર્વ બીના નજરો નજર જોતા હતા. તે વખતે રાણીએ જનાનખાંનામાંથી. આ બંને સખસોને અંદર બોલાવ્યા એટલે આ બંન્ને સખસોએ અંદર દાખલ થવા ચોખી નાજ પાડી દીધી. છતાં જનાનખાંનામાંથી (હોઝલમાંથી) રાણી સાહેબે કહ્યું.

તમારી હોઝલ હોયજ નહિં તમે તો હરરોજ પાસે રહેનાર છો તમે મારા ભાઇઓ જેવા છો માટે આવો, તમારે હુકમનું શું કામ છે ? એટલુ કહ્યું એટલે નિષ્કપટી તરૂણપુરૂષ અને કીશોર જનાનખાં-નામાં દાખલ થયા અને ખુરશીઓ ઉપર બેઠા. રાણી સાહેબે પોતાના અંગના માણુસો સમજી તેમને સારા સારા મેવા અને મીઠાઇઓ ખા-વાને આપી. તે મેવા મીઠાઈવાલી રકાબી તેઓએ પાસેના ટેબલ ઉ-પર રહેવા દીધી; ત્યાં દાસી હાજર નહોતી તેથી તે રકાબી રાણી સા-હેબે પોતે બાજૂપર મુકી દીધી આ સઘળી બીના રાણી સાહેબ અને આ બંને માણુસો કાંઈ કપટ યુક્ત નહોતા કરતા પરંતુ મા દીકરાની માફક સમજી વરતતા હતા છતાં અક્કલના ખજાના ચિત્રસેને આ બીના કાને સાંભળી નહોતી પરંતુ પાસેની રૂમમાંથી નજરે જોયેલી હતી તેથી તેઓના ઉપર અતિ ક્રોધાયમાન થઇ ગયો. રાણીએ તેમને મીઠાઇ કેવો છે તે માટે પુછયું તો તેઓ એ સારી મીઠાઇ છે એમ ધીમેથી કહ્યું.

રાણી બોલ્યાં—તમો બંને ઘણા નમ્ર સ્વભાવ વાળા લાગોછો તમારી પ્રકૃતિ ઘણી સારી છે તમારી વાણી ઘણી મધુર તથા કોયલ જેવી છે; સર્વ કાર્ય કરવામાં તમો હમેશ કુશળ રહો છો તમારામાં બીલકુલ આળસનો ભાગ તો છેજ નાહ તમારી નોકરીથી હું સંતોષ પામીછું. તમે મારા બાળક જેવા છો તમારા સહવાસથી જનાનખાં-નામાં એકાંત જગોએ છું છતાં મને ભર વસ્તી કરતાં ઘણું સરસ લાગે છે; મેં ઘણા નોકરો, ચાકરો, કારભારીઓ જોયા. પરંતુ તમારી વાત ચાલાકી અને તમારી કામ કરવાની સફાઇની વાત હું કહી શ-કતીજ નથી; તમારૂ કામ તમે ઘણી સફાઈથી બજાવો છો. તરૂણ પુરૂષ બોલ્યો.

" માજી હવે હમે બે ચાર દીવસમાં રજા લેવા માગીએ છી-એ, કારણુ અમારે દેશ જવું છે; લગભગ દેશમાંથી નીકળે અમને બે અઢી વરસ થઇ ગયાં છે, માટે હવે તો આપ રજા આપો તો ઘણું સારૂં." રાણી બોલ્યાં.

" તમે લોકો દેશ જશો તો તમારી જગોએ તમારા જેવા બીજા માણસ મળવા ઘણા મુસ્કેલ પડશે જો કદાચ તમને પગાર માટે વાંધો હોય તો હું તે બાબતનો ખુલાસો કરી તમારો પગાર વધરાવી આપું. પરંતુ હાલમાં તમે દેશમાં જવુંતો બંધજ રાખો." તરૂણ પુરૂષ બોલ્યો.

" માજી તેમ તો હવે નહીંજ બને. પરંતુ અમે અહીં કોઇકો ઇ વખત આવી જઇશું, પરંતુ હાલ તો તે તરફ ગયા વિના ચાલેજ નહીં. માટે માજી આ દીકરાને હવે રજા આપો તો ઘણું સારૂં " ને

આ પ્રમાણે આ બંને પુરૂષોના કાલાવાલા સાંભળી રાણી સાહેબના મનમાં કાંઇક તેમના હિત વિષેની અસર થઇ, તેથી પોતાના મનમાં વિચાર ધારી તરૂણ પુરૂષને પોતાની ડોકમાંથી અમુલ્ય હાર ઉતારીને તેની ડોકમાં પહેરાવ્યો અને કીશોરને અમુલ્ય વીંટી આપી અને બંનેને એક એક કસબી શાલ ઓરાઢી બોલી.

" જાવ બેટા સુખી થજો. પણ સરકારની રજા મેળવી મને મળી તમે તમારા દેશ તરફ જજો પરંતુ મળ્યા શીવાય તો જશોજ નહીં." તરૂણ બોલ્યો. " વારૂ માજી રજા મેળવી તમને મળીને જઈશ."

એટલું કહી આ તરૂણપુરૂષ અને કીશોર ત્યાંથી નીકળી રાજા સાહેબ પાસે રજા મેળવવા જાયછે, અને જનાનખાનાના બારણાંમાંથી બહાર નીકળવા જાય છે તેવાજ ચિત્રસેન રાજાએ પાસેના રૂમમાંથી દેખ્યા એટલે ત્યાંથી નીકળી રાતો પીળો થઈ જઇ એક

મોટા ભારે અવાજ કાંઢી બોલ્યા.

" નફટ તમારી માતાની સાથે વાત કરતાં અને જમતાં

અને એબ નહીં રાખતાં તમને જરાપણ શરમ ન આવી ? અને જમતાં બહાર તમને પારખતાં નહીંજ આવડયું ? તમે માહારૂંજ ખોદવા માંડયું ? શું માહારાજ જનાનખાનામાં રહી તમારો પ્રેમ તમે મનેજ દેખાડયો ? માહારા જનાનખનામાં રહી પ્રેમ ચીજો લેતા તમને

જરા પણ શરમ નહીંજ આવી ? જાવ નિર્લજ્જો તમારા પાપ તમેજ ભોગવો બસ તમને ટુંકીને ટચ સજા ફકત તોપને ગોળે ઉડાવવાની જ છે." તરૂણ પુરૂષ બોલ્યો.

" પિતાજી આપ આશું બોલો છો ? આ હું કાને સાંભળું છું કે શું કરૂં છું ? પિતાજી તેતો અમારા માતુશ્રી સમાન છે માતાજી સાથે દીકરાને વાત કરવામાં અને તેમની પાસેથી ઇનામ મેળવવામાં શું એબ છે ? દીકરાને માતા જમાડે તેમાં કાંઇ નવાજ નથી માતાનો દીકરા ઉપર જેટલો ઓછો પ્રેમ હોય તેટલો ઓછોજ છે; દીકરો માતા કાળી રાત્રે વાત કરે તો પણ પ્રભુના ઘરનીતો છુટજ છે. ઓ પીતાજી એવા દુષ્ટ વિચારો આપના પવિત્ર હ્રદયમાં એકાએક કેમવાસ કર્યો હશે ? આવાકયો આપના મુખમાંથી કેમ નીકળે છે ! તપાસ કર્યા વિના કોમળ વેલાને જડમુળથી ઉખેડી નાંખવા તૈયાર કેમ થયા છો ! પિતાજી ખાત્રી કરો ખાત્રી કરો અને પછી ન્યાયની ખાતર ચાહાય તેમ કરો ન્યાયની ખાતર ગુનેગાર હઇશતો સજા ભોગવવાને તૈયાર છું પરંતુ અન્યાયની વાતને જડ મુળથી ઉખેડી નાંખવા હું આપને સ્પસ્ટ કહું છું માટે પીતાજી તપાસ કરો, વિચાર કરો, અને ખરી ખોટી વાત ધ્યાનપર લ્યો." ચિત્રસેન બોલ્યો.

" શું હું જુઠોજ ? મેં નજરે જોયું તે ખોટુંજ ? શું આ હાર વીંટી અને શાલો તમારી પાસે છે તે મેં તમને ત્યાં જમતા દેખેલા અને તે રકાબી રાણીએજ બાજુપર મુકી દીધી હતી વળી હશીને વાત કરતા હતા શું આ મેં નજરે જોયેલું છે છતાં શું બનાવટ કરી કહું છું તરૂણ પુરૂષ બોલ્યો.

" પિતાજી સર્વે સાચું પરંતુ તે સર્વે શા હેતુથી હતું તેનો ઉંડો વિચાર કરી જુઓ તો આપને પુર્ણ સમજાશે." ચિત્રસેન બોલ્યો.

" બસ બસ હવે તે વાતની મારે તપાસ કરવાની અને તમારી સાથે મગજ દુખાવવાની મને હવે બીલકુલ જરૂર નથી. ( એમ કહી સીપાઇને અવાજ કાઢી પોતાની પાસે બોલાવે છે ) સીપાઇ "

( એમ બુમ મારી એટલે સીપાઈ આવી હાજર થયો અને બોલ્યો.
" હજુર શો હુકમ છે. " ચિત્રશેન બોલ્યો.

આ બંન્ને જણને આવતી કાલે તોપને ગોળે. રાખી ઉરાડી મુક, અને આ રાણીને અંધારી જેલમાં હાલને હાલ પુરી દે, તેને માટે જુદો વિચાર પાછળથી થશે. સમજયો લઈ જા સીપાઇ બોલ્યો.
" જેવો હજુરનો હુકમ "

આ પ્રમાણે કહી સીપાઈ તરૂણ પુરૂષને અને કીશોરને જેલનાં દોરી ગયો બાદ બીજી વખત આવી રાણીને બુરખો નંખાવી અંધારી કોટડીમાં લઈ જવા નીકળે છે એટલામાં સવિતાને ખબર પડી એટલે ત્યાં આવી એકદમ ઉભી રહી અને આસ્તેથી બોલી.

" શું આ ન્યાય આપે બરાબર કરયો છે " ચિત્રશેન બોલ્યો.
હા તે ન્યાય બરાબર કરયો છે હવે ન્યાય કરવામાં કાંઇ બાકી રહ્યું નથી પણ તમે શું કહેવવા માગો છો. સવિતા બોલી.

" અન્નદાતાર એક અઠવાડીયું આ સર્વે કાર્ય મુલતવી રાખો પછી આપ ચાહાય તેમ કરજો મારા ધારવા પ્રમાણે અન્યાય કરવા માં થોડી ઘણી ખામી રહી ગઇ છે માટે તેમ કરો તો ઘણું સારૂં." ચિત્રશેન બોલ્યો.

" શું તમો તેઓના જમાન થાઓ છો. ? " સવિતા બોલી.
" હાજી હું તે સર્વેની જમાન થાઉંછું માટે હાલ તેમને મારી ખાતર છુટા કરો પછી સર્વ ન્યાય બરાબર થશે. " ચિત્રશેન બોલ્યો.

." ઠીક તમારા કહેવા પ્રમાણે એક અઠવાડીયુ મેહેતલ આપું- છું પરંતુ તેઓનો જતા રહયાનો જવાબ હું તમારી પાસેથી લઇશ. સવિતા બોલી.

" ઘણી ખુશીથી આપ નિચિન્ત રહો. "
આ પ્રમાણે વાતચીત થયા પછી સવિતા તેઓને છોડાવી ચિ- ત્રશેનના રહેવા આપેલા મકાનની અંદર તેઓને સાથે લઇ દાખલ થ-

ઇ અને ચિત્રશેન હવા ખાવા સારૂ મ્યાનો મંગાવી બાહાર ગયા અને રાણી તેજ જનાનખાનામાં રહેવા લાગ્યાં.

બીજે દીવસે પ્રતઃકાળનો સમય થયો એટલે સવિતા ચિત્રશેન પાસે આવી અને ધીરેથી નમ્રતા સાથે બોલી.

" હજુર માહારો આપને એક સવાલ છે જો આપની ધ્યા. નમાં આવે તો તે પ્રમાણે વર્તી તપાસ કરો કે પછી તમારા હૃદયનો વ્હેમ જતો રહે અગર તો તેઓમાં કપટ હોય તો તેઓને સજા થાય " ચિત્રસેન બોલ્યો.

" વળી આથી તે તમે કેવો ન્યાય કરાવતાં હતાં, અને શો. સવાલ કહેતાં હતાં શું તમે મારી નજરે જોએલી વાત ખોટી ઠરાવવા માગોછો હવે બીજી કંઇ તપાશ કરવાની કે કોઈ ચીજ કરવાની જરૂર રહી નથી. " સવિતા બોલી.

આપની ધ્યાનમાં આવે તો તે પ્રમાણે વરતજો. નહિં તો તે પ્રમાણે ન કરતા પરંતું હું આપને કહું તે વાત આપ આપની ધ્યાનમાં લ્યો અને પછી આપની નજરમાં આવે તેમ કરો આપતો હરકોઇ કામ કરવાને મુખ્તીઆર છો. " ચિત્રશેન બોલ્યો.

" તમારી ખુશી તેમ છે તો બોલો શું છે ? નાહક હેરાન ન કરતાં મારૂ મગજ તપી ગયું છે સવિતા બોલી.

" સાંભળો હજુર આપે આ બીના કયે ઠેકાણેથી નજરો નજર જોઇ હતી ચિત્રશેન બોલ્યો.

" વળિ જનાનખાંનાની ચોથી રૂમમાંથી. " સવિતા બોલી.

" ત્યારે જનાનખાંનાની લગોલગ બીજી રૂમ છે કે નહિં. " ચિત્રશેન બોલ્યો.

" છે કહોને શું કહો છો ! " સવિતા બોલી.

" જનાનખાનાની લગોલગ બીજી રૂમ હોય તો એક વખત આ માણસોને ગુનેગાર નથી એમ કહી ત્યાંને ત્યાં નોકર રાખો અને

પછી આપના કોઇ વિસ્વાસુ નોકરને સાથે લઇ તે પાસે વાલી રૂમ માં જાઓને તેઓ શું વાત કરેછે તે એક વખત આપ જુઓ અને એ લોકોને જેમ ચાલે છે તેમ ચલાવવાદો જો એમ ન કરો તો પછી આપની મરજી. હું પણ તે રૂમમાં તમારી સાથેજ રહીશ કહો પછી કાંઇ વાંધો છે ? એ રૂમમાં આપણે એવી રીતે જવું કે તેઓ બીલકુલ જાણે નહિં."

વારૂ તમારૂ કહેવું તેમ છે તો ઠીક પરંતુ અત્યારે હાલને હાલ મોકલાવું છું પછી તેઓના ત્યાં ગયા પછી આપણે તે રૂમમાં ચુપ કીથી જઇશું હું જોડે મારા પ્રધાનને અને મારા ખાનગી વિશ્વાસુ મારા અંગના માણુસને પણ સાથે લઇ આવું છું પછી જોઉં છું જોઇએ કે કેમ થાય છે. ( એમ કહી સીપાઇ સીપાઇ કહી અવાજ કાઢયો ] એટલે સીપાઈ અવાજ સાંભલી એકદમ ચિત્રસેન પાસે આવી ખડો થઈ ગયો અને બોલ્યો.

" હજુર દાસને શોહુકમ છે. " ચિત્રસેન બોલ્યો.

" આપેલા બંને માણુસોને અત્યારથી નોકરીમાં રહેવા છુટ છે માટે તેમને હાલને હાલ જનાનખાંનામાં જયાં નોકરી ઉપર હતા ત્યાં મોકલ ! અને રાણીને પણ હોજલમાં મોકલ ? અને તાકીદથી તેમને જે જોઇએ તે સામાન લાવી આપ ! અને સર્વ બંદોબસ્ત તાકીદથી કર ? "

" હજુર ઘણી ખુશીથી, તાકીદથી જોઉં. "

એટલું કહી સીપાઇ તેમની પાસે ગયો બાદ પેલા તરૂણપુરૂષને અને કીશોરને જનાનખાનામાં નોકરી કરવાનું કહી તેમને છુટા કરી અંધારી કોટડી તરફ રાણીને જયાં પુર્યો છે ત્યાં ગયો અને ત્યાંથી રાણીને જનાનખાંનામાં જવાનું કહી તાબડતોબ ચિત્રસેન પાસે આવ્યો અને બોલ્યો.

" હજુર તેમને છુટા કર્યા છે અને આપના કહેવા મુજબ કહી દીધું છે તેઓ પરવારી તે તરફ જશે હું માણી સાહેબ સારૂ સઘળો

સાહીત જનાન ખાંનામાં મુકી આવું કે તે આવે એટલે તેમને કોઇ ચીજની અગવડ પડે નહિં એટલું કહી ચાલ્યો ગયો."

"તરૂણ પુરૂષ અને કીશોર નાહી ધોઇ સ્વચ્છ કપડાં પેહેરી જમી પરવારી પોતાનો ડ્રેશ પેહેરી જનાનખાંના તરફ પોતાની નોકરી બજાવવા સારૂ ગયા. બાદ થોડોક વખત પછી ચિત્રસેન તેનો પ્રધાન અને તેનો વિશ્વાસુ માણસ અને સવિતા જનાનખાંનાંની લગોલગતી રૂમમાં દાખલ થયાં તે વખતે તરૂણ પુરૂપ રાણી સાહેબ અને કીશોર ત્રણે પોતા ઉપર ખોટું તોહોમત આવ્યું છે તે વિષે વાતો કરતાં હતાં." હોજલમાં રાણી રડતાં રડતાં બોલ્યાં.

"બાઇ, પુર્ણચંદ્ર તું મારા બેટા જેવો છું મેં તને મારા બેટા સમાન ગણી મારી પાસે બોલાવ્યો અને તને મીઠાઇ અને ઈનામ આપ્યું, તેથી કોઇ મારા અદાવતીઆએ તેમની પાસે ખોટું ભરાવ્યું; અને નકામા આપણને વીટંબણામાં નાંખ્યા પણ પ્રભુ કાંઇ કોઇનો ગયો છે. તેમને પોતાની મેળેજ ખબર પડી ગઇ કે તેઓ પવિત્ર છે પણ ખોટું ભરાવનારનું તો સત્યાનાશ જશે. ખોટું ભરાવ્યુ છે, તેને પ્રભુ તુરત પારખુ દેખાડશે" તરૂણ પુરૂપ બોલ્યો.

"માજી મેં તો આપની પાસે અમારા દેશ જવાની રજા માગી હતી એટલામાં વળી આતુતંગ જાગ્યું ભલે પ્રભુને ગમ્યું તે ખરૂ છે સર્વે કોઇ ભલેને ભુડું બોલે પણ કાંઇ આપણો પ્રભુ વેગળો છે? સાચાને શું છે સોનાને કદી ડાઘ લાગેજ નહીં સુર્યને કદી ધુળ ઉડેજ નહિ સમુદ્રમાં ગમે તેટલું પાણી ઉમેરાય અગરતો કાઢી લે પણ તે તો તેવોને તેવોજ. તેમ સાચાને ગમે તેટલુ દુઃખ પડે પરંતુ આખરે તો સાચોજ તરે છે માટે હવે તો આજીજી કરી રાજાજી પાસેથી રજા મેળવી દેશ જઇએ તો ફોકટ વીટંબણામાંથી બચીએ, અને માનમાં રહીએ. રહીશું તો વળી કોઇ ભરવેતો વધારે અપમાન થાયને તોપને ગોળે ઉડાવે માટે ઈજ્જત ભેર ઘેર જવું તે હજારો દરજ્જે સારૂ છે." રાણી બોલ્યાં.

"હા બાઇ તેમ કરશો તો સારૂ છે. બેટા હોઝલમાં એકલાં

રૂંઢ મુંઢની માફક ગમતું નથી, ઓઝલમાં રાખ્યાં કરતાં મન પવિત્ર રાખવું એ હજારો દરજે સારૂ છે પણ કોઇ નહી મારો પ્રભુ સઘળું જાણે છે. દોશીત અને નીરદોષ સઘળી ખબર તેને તો છેજ પ્રભુ કરશે તે ખરૂ છે માટે ભાઇઓ તમે તમારે આ નોકરી મુકી દો અને પાપમાંથી છુટા થાઓ અને હવે પછી હાવા ખોટા કલંકમાં આવતા બચો મને પવિત્રપણે હોજલમાં રહી સુખ નથી તો વળી બાહાર તો સુખ કયાંથીજ હોય બાહાર તો સુખ સ્વપ્ને પણ ન હોય." રૂમમાંથી સવિતા બોલી.

"હજુર આ લોકો બોલે છે તે તે બોલ આપે કાંન દઈ સાં ભળ્યા ? તે શું બોલ્યા તે આપનાથી પૂરેપૂરૂં સમજાયું ?" ચિત્રસેન બોલ્યો.

"હા તે મારાથી બરાબર રીતે સમજાયું છે." સવિતા બોલી.

"ત્યારે હવે આપને ખબર પડી ? આપ તુરત બુદ્ધીનો તુરત ઉપયોગ કરતા હતા અને ત્રણે નીરદોષ માણસોને જડમુળથી ઉખેડી નાંખતા હતા તે કેમ બનત નીરદોશ ફોકટના માર્યા જાત અને રાંણી બીચારાં મરણ સુધી સદાને માટે નીરદોશ છતાં કલંકીત થાત અને અન્યાય થાત." ચિત્રસેન બોલ્યો.

"બહેન તાહારૂં કહેવું સત્ય છે. તેં પણ મારી નજરે જોયેલી વાત પ્રત્યક્ષ ખોટી પાડી આપી માટે તમને સદાને માટે ધન્યવાદ છે."

આ પ્રમાણે વાત થયા પછી પ્રધાન વિગેરે સઘળા તેનો મોટો ઉપકાર માનવા લાગ્યા અને તે ખરી ન્યાઈ છે તેવી તેમને બરાબર ખાત્રી થઇ અને વિસ્મય પામ્યા. હોઝલમાંથી તરૂણ પુરૂષ બોલ્યો

હા માજી હું તેમ કરૂં છું હવે અમને આ નોકરી કરવા અ- મારૂં અંતઃકરણ સાફ નાજ પાડે છે માટે અમે તેમની પાસેથી ર- જા મેળવી દેશ જઇશું માજી પાયે લાગીયે છીએ માજી આ દીકરા ઓ ઉપર કૃપા રાખજો એમ કહી તરૂણ પુરૂષ અને કીશોર જનાન

ખાનામાંથી નીકળી ચિત્રસેન પાસે રજા લેવા વિચાર કરી ત્યાં જવા માંડયું.

ચિત્રસેને ખાંનગી રૂમમાંથી પોતાના વિશ્વાસુ નોકરને તેઓની પાછળ મોકલ્યો અને બંને જણને પોતાના મહેલે બોલાવ્યા પછી સવિતા, ચિત્રસેન, અને પ્રધાન ત્રણે જણા મેહેલ તરફ જવા નીકળ્યા.

તરૂણ પુરૂપ અને કીશોરને લઇ વિશ્વાસુ નોકર ચિત્રસેનના ખાંનગી મેહેલમાં આવ્યો અને તેઓને ખડા કીધા. થોડીવાર પછી ચિત્રસેને તેઓને પોતાની પાસે બોલાવી કહ્યું.

" તમે નિષ્કપટી છો તમારામાં કપટ કે ખરાબ આચરણ કાંઇજ નથી માટે તમારૂં ઈનામ તમનેજ આપવામાં આવે છે અને તમને આજથી અહીં બમણો પગાર કરી તેની તેજ જગોએ કાયમ કરી રાખવામાં આવે છે. " તરૂણ પુરૂપ બોલ્યો.

" હજુર હવે નોકરી કરવા હમારી ખુશી નથી. માટે આપ અમને રજા આપો તો મોહોટી મેહેરબાની થાય. આપે રજા આપી એટલે અમને સર્વ કાંઇ મળીજ ચુક્યું છે. " ચિત્રસેન બોલ્યો.

" તમે કોઇ વાતે ગભરાશો નહી હવે મને તમારા વિષે પુરી ખાત્રી છે માટે મારૂ કહેવું માની તેમ કરો અહીં તમોને ઘણો ફાયદો મળશે અને સર્વ વાતે સુખ થશે. " તરૂણ પુરૂપ બોલ્યો.

" હવે આપ રહેવાની વાતતો બાજુ પરજ મુકી દો હમે આ નોકરીથી પુર્ણ ધરાયા છીએ માટે હવે માફ કરો આ પ્રમાણે તરૂણ પુરૂપને ને ચિત્રસેનને કેટલીક વાત ચિત થઈ. છતાં તેણે બીલકુલ માન્યું નહી અને ચોખે ચોખું જવા માટેજ કીધું. " એટલે ચિત્રસેન બોલ્યો.

" બેહેન તમારા ન્યાયથી હું સંતોપ પામ્યો છું તમે ત્રણના પ્રાણ બચાવ્યા છે તેથી તમારો મોટો ઉપકાર માનુછું અને આજ-

થી તમે મારા ધર્મના બેહેન છો માટે તમારે દર વરશે ભાઇ પસલી લેવા મારી પાસે આવવું વળી આ ત્રણ જીવ બચાવ્યા તેના બદલામાં તમોને દર વરસે બે હજાર રૂપિઆ વરખાસન આપવા બંદોબસ્ત કરૂંછું અને હાલ તેના બદલામાં ઇનામ તરીકે આ એક અમુલ્ય મોતીનો હાર આપુછું તે લ્યો બેહેન તમારો ગુણ માહારાથી કોઇ કાળે ભુલાય તેમ નથી તમોને જે આપ્યું છે તે આ કાર્યના પ્રમાણમાં ધણુંજ ઓછું છે પરંતુ બહેન તમો દર વરશે ભાઇપસલી અને વરખાસન લેવા આવવા કદી ચુકશો નહિં અને જરૂર આવજો. ” સવિતા બોલી.

“વારૂ ભાઇ તમારો બોલ માથે ચઢાવું છું આ કામ કર્યું છે તેમાં ગુણ શાનો માનવાનો છે એ કામમાં મને વ્હેમ પડયો અને આપને તેમ વરતવા કહ્યું અને આપે તેમ કર્યું તેમાં મારો ઉપકાર કે બીજું કાંઇ માનવાનું કાંઇ કારણ નથી. ” ચિત્રસેન બોલ્યો.

“ ઉપકાર કેમ ન માનું ઉપકાર કર્યો છે અને ઉપકાર માનવો છે એમાં શું મારે કામ કરૂં છું પરંતુ આ હારની સાથે ( પોશાક આપીને) પોશાક પેહેરવા સારૂ ભાઇ તરી કે આપું છુ તે પણ લ્યો.”

આ પ્રમાણે ચિત્રસેનને હાર અને પોશાક મળી લગભગ સવાલાખ રૂપિઆનો માલ આપ્યો હતો અને તેની સાથે વરખાસનની પત્રીકા પણ આપી બાદ તરૂણ પૂરૂપ અને સવિતા અને કીશોર રહેવા આપેલા હોલમાં ચાલ્યાં ગયાં. અને ચિત્રસેન કચેરીનો વખત થઇ જવાથી કચેરીમાં પધારી ગયો.

આ ત્રણે જણ ત્યાંથી નીકળી રાજાના આપેલા હોલમાં આવ્યા પછી સવિતા બોલી.

“ કેમ જોગીરાજજી નજરે જોએલી વાત ખોટી કે ખરી બોલો કેમ બોલતા નથી.” તરૂણ પૂરૂપ બોલ્યો.

“આ વાત તો ખોટી હતી અને ખોટી ઠરે તેમાં શું પરંતુ તે વાત ખોટી થવી અસંભવીત છે તે તો મારી ખાસ જોએલી છે.

અને આતો તેમણે વગર વિચારે પગલાં ભર્યાં તો ખોટી કેમ ન ઠરે તે તો ઠરેજ પણ આ ઠરવી મુશ્કીલ છે. " સવિતા બોલી.

" ઠીક ઠીક ત્યારે તે બે બોલ મને લખી આપો તો ખરા કે મૈયારણે મને સુર્યપૂર નગરમાં ચિત્રસેન રાજાની રૂબરૂ અમારી ઉપર આરોપ આવેલો તે રાજાએ નજરે જોયેલો અને જેલમાં પૂરેલો છતાં નજરે જોયેલી વાત ખોટી છે એમ પ્રત્યક્ષ પારખુ બતાવી આપ્યું છે. પ્રમાણે લખી આપો એટલે સઘળુ પતી ગયું નજરે જોએલી વાત અને તમને વીતેલી વાત લખવી છે તેમાં શું વાંધો છે. તે વાત પણ તમારી નજરે જોએલી આહાવી જ હશે. " તરૂણ પુરૂષ બોલ્યો.

નાના વાંધો કાંઇ નથી, બન્યુ છે તે લખવું છે એમાં શું વાંધો છે, લ્યો લખી આપું એમ કહી નીચે પ્રમાણે લખી આપે છે. જોગ મૈયારણ બાઇ,

લી० વનવાસી જોગી જત. સુર્યપૂર નગરમાં અમો ચિત્રસેન રાજા પાસે નોકરી રહ્યા હતા અને અમારા ઉપર આરોપ આવ્યો હ- તો એ આરોપ રાજાએ પ્રત્યક્ષ જોયો હતો છતાં તમે તે ખોટો ઠ- રાવી આપી નજરે જોયેલી વાત ખોટી ઠરાવી આપી છે અને તેથી અમે તમારો આભાર માનીએ છીએ.

લી०

હું. છું.

વનવાસી જોગી.

આ પ્રમાણે તરૂણ પુરૂષ પાસે સવિતાએ લખાવી લીધું અને પેહેલાંની લખાવેલી ચીઠી અને આ ચીઠી કબજે મુકી ત્યાંથી નીકળ વા વીચાર કરી તરૂણપુરૂષ જોગીના ગામ તરફ જવા તઇયાર થઈ જવા નીકળ્યાં, અને રસ્તે ચાલવા લાગ્યાં.

---

## પ્રકરણ ૧૦ મું.

### તરૂણ પૂરૂપ અને સવિતાની પીછાંન અને લગ્ન, થી આનંદ આનંદ.

#### દોહરો.

દેશ જવાને નિકળ્યાં ત્રણે જણ સંગાથ,
નામ દેશ જુક્તિ થકી કઢાવ્યું તે સંગાથ;
ઘર આવ્યા પછી અલ્પમાં વ્હેમ ટળ્યો તે વાર.

માત પિતા સૌ મળ્યાં લગ્ન કીધાં તતકાર.

ત્યાંથી નીકળી સવિતા તરૂણ પુરૂપ અને કીશોર લગભગ પંદરેક દીવસે પોતાને દેશ આવી પોહોચ્યા.

ત્રણે જણાએ પેલા બાગમાં મુકામ કર્યો પછી સવિતા મો ઢાવકું રાખી ધીરેથી બોલી.

કેમ આપનું ઘર અહીંથી કેટલું દુર છે અને આપ કોણ છો અને આપ શી ગ્નાતી છો તે આપ ઘણે દીવશે દેશ આવ્યા તો તો કહેશો ? તરૂણ પુરૂપ બોલ્યો.

( તેઓને પીછાન્યા વિના )

" આ બાગ મારો છે. હું જાતે નાગર છું મારા પિતાજીનું નામ આનંદચંદ્ર છે માહારૂ નામ પુર્ણચાંદ્ર છે મારાં માતાજીનું નામ સુમનબા છે. મારા પિતાજી ગામ ગરાસના ધણી છે એટલે જાગીરદાર છે મારા પિતાજી પાસે અખુટ પૈસાનો ભંડાર છે મારા પિતાજીને હું એકનો એક દીકરો છું પરંતુ ભાગ્યહીણ સવિતાએ તે સઘળું તજાવ્યું છે ફકત ટેકની ખાતરજ આ જોગ મારે ધારણ કરવો પડયો હતો પણ........શું તમે મને અહિં સુધી લાવી શું પારખુ બતાવો છો ?" સવિતા બોલી.

" પણ સવિતા અને કીશોર કોણ છે તેતો કહો ? " પુર્ણચંદ્ર બોલ્યો.

સવિતા મારી ન્યાતના એક સાધારણ માણસની દીકરી છે તેના બાપનું નામ કેશવપ્રસાદ છે તેની માનુ નામ નંદગવરી છે કીશોર મારા સગા કાકાનો દીકરો થાય છે તેના બાપનું નામ શિવપ્રસાદ છે તેઓ ઘરના તદન ગરીબ છે તેઓનુ ઘર મારા ઘરથી થોડુજ દુર છે" સવિતા બોલી.

ત્યારે આ દેશનું નામ શું? તેતો સમજવામાં બીલકુલ નહિં આવ્યું." પુર્ણચંદ્ર બોલ્યો.

" આ શેહેરનું નામ વિજયનગર છે તે ઘણું જોવા લાયક અને સુંદર છે આ શેહેર જોશો તો તમારૂ અંતઃકરણ શાંન્ત થઇ જશે અને મન પ્રફુલીત રહેશે માટે હવે આપણે શેહેર તરફ ચાલો." સવિતા બોલી.

" થોભી જાવ, થોભી જાવ, શેહેર કેમ સારૂ ન લાગે. શેહેર તરફ જવાને હજુ ઘણી વાર છે શેહેરમાં તમારા પિતાજીના મકાન શિવાય બીજુ તમારૂં ખાનગી મકાન છે કે નહિ?" પુર્ણચંદ્ર બોલ્યો.

" હા ખાનગી મકાનો તો ઘણાં છે ( એમ કહી વિચાર કરી માળીને હાંક મારી બોલ્યો માળી!" માળી બોલ્યો.

" જી શો હુકમ છે." પુર્ણચંદ્ર બોલ્યો.

" જા મારો હમેશનો બેઠકનો બંગલો છે તે ખોલી આવી મને ખબર કહી જા." માળી બોલ્યો.

" ઘણી ખુશીથી ખોલી આવું હજુર." એમ કહી માળી બંગલો ખોલવા ચાલ્યો ગયો.

" સવિતા અને કીશોર વિચાર કરવા લાગ્યાં ભાઈ કીશોરભાઇ હું તેમના બંગલામાં જઇ આ માહારી કપડાંની પોટલી સાથે માળ; પરથી તુરત નીચે ઉતરી પડીશ માટે તે વારે તમે પણ જરૂર નીચે ઉતરજો નહિં તો સઘળી વાતમાં અને મેહેનતમાં અને ચાલા-

કીમાં ધુળ મળી જશે; માટે જરૂર તેમ કરવામાં ચુકશો નહીં. " કીશોર બોલ્યો.

" વારૂ તમારા મનને ખાત્રી રાખજો મારે માટે ગભરાશો નહિં હું તમારા મતને મળતોજ છું તમારી ધારેલી ધારણા અને મારી ધારણાઓ ખરીજ પડે છે માટે હું તો જરૂર તેમ કરીશ માટે મારી તરફની ચિંતા મુકીજ દેજો." સવિતા બોલી.

હું અંદર જઇ કપડાં જે મેં અસલ પેહેર્યાં હતાં તે અંદર રાખીશ અને તેની ઉપર મૈયારીના અને તેની ઉપર અપ્સરાનાં અને તેની ઉપર ચિત્રસેનનાં આપેલાં કપડાં રાખીશ અને તે પ્રમાણે નીચે જઈ તૈયાર થઇ આવીશ પરંતુ તમે આ ભરવાડનાં કપડાં નીચેજ કાઢી નાંખજો અને તમારા અસલ કપડાં પેહેરીને આવજો પછી જો જો કેમ થાય છે." કીશોર બોલ્યો.

" વારૂ વારૂ તેમ કરીશ તમારી ધારણામાં હું નહિં ખામી આવવા દઉં તમે તમારે નિચિંન્ત રહો આ પ્રમાણે વાત થઇ રહ્યા બાદ માળી બંગલો ખોલી કહેવા આવ્યો અને બોલ્યો.

" પુર્ણુચંદ્ર ભાઈ આપનો બંગલો ખોલી તૈયાર કર્યો છે" પુર્ણુચંદ્ર બોલ્યો.

"વારૂ (સવિતા અને કીશોર) ત્યારે તમે તે તરફ મારી સાથે ચાલો આપણે ત્યાં જઈએ ત્યાં નિચીન્તે સર્વ સારૂં થશે એમ કહી પુર્ણુચંદ્ર સવિતા અને કીશોર ત્રણેજણાં બંગલાના રસ્તા તરફ ચાલવા લાગ્યાં, બંગલે આવી આ ત્રણે જણાં એક ટેબલ પાસે ખુરશીપર બેશી ગયા બાદ સવિતા બોલી.

" પુર્ણુચંદ્રજી હું જરા નીચે જઈ તમારી સવિતાને કોઇ માણસ સાથે બોલાવવા મોકલું છું અને વાતની ખાત્રી કરૂં છું માટે જરા થોભી જાવતો ઠીક." પુર્ણુચંદ્ર બોલ્યો.

" (ખરી વાત સમજી ને) વારૂ તાકીદ કરો અને ન ચાયતો મારી સાથે ભગવાં કપડાં પેહેરી જોગણ બનો." સવિતા બોલી.

બેશક ઘણી ખુશીથી પણ........તમને ખાત્રી થશે તો ! પુર્ણું· ચંદ્ર બોલ્યો.

ખાત્રી થાય તો મારૂં વચન મારે પાળવું કહો હવે બસ છે.

આ પ્રમાણે પુર્ણચંદ્ર સાથે વાતચીત કરી સવિતા અને કીશોર એકદમ પોટલી લઈ નીચેની રૂમમાં ચાલ્યાં. બાદ સવિતા ઉપર કહ્યા પ્રમાણે ડ્રેસ ગોઠવીને પેહેરીને ચાલાકીથી આધું ઓઢી તેની પાસે આવી બોલી.

ઈસતન ધનકી કૌન બડાઇ–એ રાહ.

પ્રાણજીવન મારા પારખુ લીધું, ફ્ડચો મુકી મેં તો કારજ કીધું.
નગર સુર્યપુર આપ પરયાતા, ઘણી ચાલાકીથી આપ બચ્યાતા.
તે હું સવિતા. ન કોય છે બીજી, ખાતારી ન થાય તો આપુંછું ચીઠ્ઠી
–પ્રાણ ( રાજાનો આપેલો ડ્રેસ ઉતારી નાંખે છે. )
રૂમઝુમ કરતી મંદીર આવી, નવ પલળ્યા તેથી હું નવ ફાવી.
વ્હાલા વિગતથી મેં ચીઠી લખાવી, તે પણ વાંચોને ધ્યાન
લગાવી–પ્રાણ
( અપ્સરાના કપડાં ઉતારી નાંખે છે. )
મૈયારણ વેશે હું ત્યાં આવીતી, તેથી તે સઘળી મુજને ફાવીતી.
ઠગ જોગી ત્યાં ચારે મળીને, મારવા ધાર્યોતા ત્યાં ચિતે કરીને.
શેઠીઆ સરવે મળી ગયા તેને, પછી ઉઠાડવા હુકમ કર્યો તેણે.
ન્યાય થતાં વચમાં હુંતો બોલી, મેં ન્યાય કીધો ત્યાં અદ્ધર તોળી–પ્રાણ
( પાસે હતો તે લોટો માથે મુકીને )
એ હું મૈયારણ છું પતિહારી ન આવી હોતતો થાત ખુવારી.
ઓળખી લેજો પ્રીતેથી વ્હાલા. વાંક જો હોય તો કાઢજો લાલા–પ્રાણ
ટેક મેં મારો પુર્ણ નીભાવ્યો છું નીરદોશ પણ વાંક ઠરાવ્યો,
કેમ હવે થઇ ખાતરી પ્યારા, હાથ ઝાલોને કાઢો ભગવાંઓ પ્યારા–પ્રાણ
વ્હેમ ન રાખશો મન વિષે પ્યારા ખાતરી કરી આપી પ્રત્યક્ષથી વ્હાલા

વચન આપેલું સુખેથી પાળો, દાશીનો વ્હાલજી જન્મ સુધારો-પ્રાણ

આ પ્રમાણે ખાત્રી કરી આપ્યા પછી પુર્ણચંદ્ર સવિતા પાસે અને કીશોર પાસે ઘણી આજીજી સાથે માફી માગવા લાગ્યો, અને બોલ્યો

" સવિતા આ સઘળી મારીજ ભુલ થઈ ગઈ છે. તારો બી લકુલ ગુન્હો નથી. પરંતુ મને મારા કરેલા ફળનો બદલો મેળવવા દે મને તો તે સજા બરાબર લાયક છે. હવે મને તું સંસાર તરફનુ ધ્યાન ખેંચાવ. હવે મને સંસાર ઝેર સમાન લાગે છે. માટે હવે તું તે વાત તદન વીસારી જા, અને મને તે તરફ જવા દે. અંગે રાખ ચોળી ત્યાંજ જીંદગી ગાળવા દે! હાય ? આ પ્રમાણે મેં જા ણ્યું હોત કે તું સવિતા છે તો હું કદી પણ તમારી સાથે અહિં ન આવત. પણ શું કરૂં ઇલાજ નથી." સવિતા બોલી.

" પ્રાણનાથ વચન એક છે કે બે! બે વચન હોય અને જોજુદા હોતો સુખેથી પધારો અને એક વચન હોય તો ઝાલો હાથ અને ચાલો માફ માગવાનું કે શરમાવાનું કોઈ કારણ નથી. મારી માગ વાને તો હું લાયક છું હું આપની પાસે માફી માંગું તો શોભુ પણ ખરી, અને આપ માગો તે તો અઘટીત કહેવાય. માટે કીશોરભાઇ બ્રાહ્મણને બોલાવતા આવો અને લગ્ન વીધીનો સામાન પણ સાથે લેતા આવો લગ્નની ધામધુમ અહિંજ કરવા માંડીએ માટે પધારો હું ઘર આગળ માળીને મોકલી સઘળાને બોલાવું છું. કીશોર બોલ્યો

વારૂ ભાભી સાહેબ. જાઉં છું પરંતુ ભાઇ દીલગીરી કાઢી નાંખો અને આનંદમાં જીવ રાખો અને આળસનાં દીવસો વીસરી જાવ. આજનો દીવસતો હર્ષનો કહેવાય માટે મન પ્રફુલીત રાખો. હું સર્વ સાહીત્ય અને બ્રાહ્મણને લઈ તુરત આવું છું અને માળી. નગરમાં જઇ સર્વ સગા વ્હાલાઓને અહીં બોલાવી લાવે છે માટે દીલગીરી કાઢી નાખી હદય ચોખું રાખો. ( એટલું કહી કીશોર ચાલ્યો ગયો ) પુર્ણચંદ્ર.

" (સ્વગત) ( આ હવે મને છોડનાર નથી અને હવે તે તરફ જવાય તેમ નથી માટે તેને હાજ કહેવી વધારે સારી છે. )

" ઠીક સવીતા તમારી ખુશી તેમ છે અને તમે મારે માટે સંકટ ઘણું વેઠયું છે અને તમે પવીત્ર છો તો જાવ વચન પ્રમાણે હું રહેવા ખુશી છું બસ હવે થયું રાજી થઇ." સવિતા બોલી.

"પ્રાણનાથ આપ ખુશી થયા એટલે હું તો ખુશીજ છું હું તો આપની ખુશીએ ખુશી છું મને અબળાને બીજુ શું જોઈએ આપ છો એટલે માહારે સઘળું છે અને આપ વિના માહારે સઘળું સુખ કે સાયબી નકામીજ છે."

આ પ્રમાણે વાત થાય છે એટલામાં કીશોર બ્રામણને અને લગનનો જોઇતો સામાન લઇને આવ્યો એટલે માહારાજે વીધી પ્રમાણે સર્વ તૈયાર કર્યું એટલે સવિતાની મા નંદગવરી અને તેનો બાપ કેશવપ્રસાદ પુર્ણચંદ્રનો બાપ આનંદચંદ્ર અને પુર્ણચંદ્રની મા કિશોરનો બાપ શિવપ્રશાદ કીશોરની મા વિગેરે મેહેલ્લાનાં સઘળાં માણસો પુર્ણચંદ્રને અને સવિતાને જોવાને અને તેઓનાં લગનમાં ભાગ લેવાને આવ્યા પછી બ્રાહ્મણે વીધી પુર્વક લગ્ન કર્યાં લગ્ન કર્યાં પછી આનંદચંદ્ર પુર્ણચંદ્રને અને સવિતાને પોતાને ઘેર લઇ ગયા. અને કીશોર પોતાના મિત્રની રજા મેળવી પોતાના પિતા સાથે પોતાને ઘેર ગયો.

આનંદચંદ્ર પોતાને ઘેર આવી પુર્ણચંદ્રને કહેવા લાગ્યો. "બેટા શામાટે બારોબાર પરદેશ ગયો હતો ! તેં પત્ર આ પ્રમાણે કેમ લખ્યો હતો ? તને કોણે ડબકો આપ્યો હતો ? " પુર્ણચંદ્ર બોલ્યો.

" પિતાજી ડબકો તો કોઇએ આપ્યો નહોતો, પત્ર લખવાને ખાનગી કારણ હતું તે કારણ કહી શકાય તેવું છેજ નહિ. આનંદચંદ્ર બોલ્યો.

( સ્વગત ) ( બસ, હવે કારણ જણાઇ આવ્યું કારણ માત્ર

તેઓના લગ્નની ઢીલનુંજ હતું ; ઠીક, એ તો હું સમજ્યો ( સવિતા તરફ જોઇને ) બેટા સવિતા તારે તારા માંબાપ પાસે જવું હોય તો સુખેથી જા સવિતા બોલી.

" વારૂ સસરાજી ( કહી પગે પડે છે ) હું જાઉંછું." આનંદ ચંદ્ર બોલ્યો.

" વારૂ બેટા વ્હેલી પધારજે. ( પુર્ણચંદ્રને ) કેમ ભાઇ તું શા વિચારમાં પડી ગયો છે." પુર્ણચંદ્ર બોલ્યો.

" પિતાજી કાંઇ નહિ હું કીશોરભાઇની રાહ જોઉંછું તે હવે આવવા જોઇએ આ પ્રમાણે પોતે પોતાના પિતાની આગળ વાત કરે છે એટલામાં નીચેથી. કીશોર ધબડ ધબડ કરતો ચઢી આવ્યો અને બોલ્યો.

" કેમ ભાઇ હજુ તું ત્યારનો અહિંજ બેઠો છે? કાકા સાહેબ સાથે શાં ગપ્પાં મારે છે ?" આનંદચંદ્ર એકદમ બોલી ઉઠ્યો.

" લુચ્ચા જો તું મારા ઘરમાં આવીશ તો તારૂં ચામડું ફોડી નાંખીશ. " પુર્ણચંદ્ર બોલ્યો.

" પિતાજી આપ એવા શબ્દો બોલવા મુકીદો. આપ આપના માનમાં રહો કીશોર મને જીવતદાન આપનાર છે તેના વિના મારે એ-કપળ પણ નહિ ચાલે. " આનંદચંદ્ર બોલ્યો.

" ભાઈ તને કાંઇ ખબર છે એના માબાપ એવાં નીચાં છે કે તમારા ગયા પછી મારી સાથે લઢવા આવ્યાં હતાં તેનાં છોકરાં પણ તેના જેવાંજ હશે સમજ્યો; મારૂં કહ્યું માનીને જો તેની શોબત છો ડી દઇશ તો સુખી થઇશ નહિ. તો જન્મારાને માટે દુઃખી થઇશ માટે આ પિતાજીનું કહ્યું માની તેની સોબત કરવી મુકીદો " પુર્ણચંદ્ર બોલ્યો.

" મારાથી તે પ્રમાણે કદી નહિં બને કીશોરનુંને માહારૂ ળીયું જાુદુ છે પરંતુ અમારો બંનેનો જીવ એક છે માટે ટુંકમાં સમ

જી જઇ વથા વાણી બોલવી મુકીજજો. તમારા કહેવા પ્રમાણે હું કોઇ કાળે વરતનાર નથી એ તમે ખાત્રીથી સમજજો.

આ પ્રમાણે વાત કરી કીશોરને પોતાની સાથે લઇ માળ ઉપર પોતાનાં ખાંનગી ઓરડામાં દાખલ થયો અને બોલ્યો.

" ભાઇ તારે તે બાબતનું ખોટું લગાડવું નહી એ બુઢ્ઢાને આ પણી વાતની કાંઇ ખબર નથી એટલે લાવ્યા કરે છે. તમને ખોટું તો લાગ્યું હશે માટે માફ કરજો મેં ડોસાને ઘણો ઠપકો આપ્યો છે. હવે જો ડોશો વધારે બોલશે તો હું તેમના ઘરમાં બીલકુલ રહેવાનો નથી મિત્ર મારા દુઃખે તમે દુઃખી થયાં હતાં તો તમારા દુઃખે મારે દુઃખી થવુંજ જોઇએ." કીશોર બોલ્યો.

મિત્ર મને કાંઇ ખોટું નથી લાગ્યું એ તો ઘરડા કાકાને બોલ વાની ટેવ પડી ગઇ છે તે બોલે છે એમાં મને શું ખોટું લાગે મિત્ર મેં કાંઇ દુઃખ વેઠ્યુ નથી મેંતો મારી ફરજ બજાવી છે ફરજ બ- જાવતાં દુખ સુખ પડે તે કાંઈ દુખ સુખ કહેવાયજ નહી. " પુર્ણ- ચંદ્ર બોલ્યો.

" મિત્ર મેં તારે માટે એક સારો વિચાર ધાર્યો છે." કીશોર બોલ્યો.

" વળી મારે માટે આપે સારો વિચાર શો ધાર્યો છે." પુર્ણચંદ્ર બોલ્યો.

" વિચાર તો એકે આજ બપોરે બ્રાહ્મણુ આવવાનો છે તેની સાથે તારી સગાઇ સારૂ છેલશંકરને ત્યાં કહાવ્યું છે. છેલશંકરને એ- ક અગીયાર વર્ષની દીકરી છે તેનાં લગ્ન હાલને હાલ કરવાનાં છે. વળી મારે અને છેલશંકરને સારો નાતો છે તેથી તે તારી સાથે પોતાની દીકરીનાં લગ્ન કરશે " કીશોર બોલ્યો.

" પરંત મિત્ર તેટલા પૈસા કાઢવાની મારામાં સત્તા બીલકુલ

નથી અમારી સ્થીતિ કેવી છે તે વિષે આપતો તદન જાણીતાંજ છો" પુર્ણચંદ્ર બોલ્યો.

" મિત્ર પૈસાની વળી તને શું દરકાર છે આ માહારા પૈશા છે તે કોના પૈશા છે એ સઘળા તારાજ છે તારાથી મારે કોઇ ચીજ દુનીઆમાં વધારે નથી. "

આ પ્રમાણે વાત થાય છે એટલામાં બ્રાહ્મણ પુર્ણચંદ્રભાઇ પુર્ણચંદ્રભાઇ એમ બુમ પાડતો તેમની પાસે તેમના ખાંનગી ઓરડામાં એકદમ આવ્યો એટલે પુર્ણચંદ્રે છેલશંકરને ત્યાં જઈ કીશોરના વિહવાહ કરવાનું બ્રાહ્મણને સમજાવી મોકલ્યો અને તાબડતોબ ખબર લઇ આવવા કહ્યું એટલે બ્રાહ્મણ દક્ષણાની લાલચમાં દોટ મુકી છેલશંકરના ઘર આગળ આવ્યો. અને બોલ્યો.

" છેલશંકરભાઇ કેમ છો ખુશીમાં તો ખરાને. " છેલશંકર બોલ્યો.

" હા માહારાજજી પધારો કેમ પધારવું થયું હતું ? બ્રાહ્મણ બોલ્યો.

" પધારવાનું તો......આપની દીકરી મણીગવરીના લગ્ન માટે. " છેલશંકર બોલ્યો.

કેમ કાંઇ સારો મુરતીઓ શોધી લાવ્યા છો. ? પૈસાદાર છે ? પૈસા ખરચે તેમ છે ? તે કોણ છે મને નામ તો દો ? બ્રાહ્મણ બોલ્યો.

" અરે પૈશાદારનું તો કાંઇ કહેવાનુંજ નથી. અને મુરતીઆમાં તો કાંઇ મણાજ નથી શું તેનું રૂપ છે શું ભણેલો છે શું તેની ચાલાકી છે; છેલશંકર બોલ્યો,

" કાંઈ મારી સાથે વાત ચીત નામ ઠામ કાંઇ કહેશો કે ઠેંગોજ

માર્યા કરશો તમે તો જ્યારે ત્યારે નકકામાં ગપ્પાંજ માર્યા કરો છો માટે મને નામ નામ કહો અને પયઠણું બધી કબુલ કરો તો મારે કબુલ છે મારે એક વખત કેવો મુરતીઓ છે કેટલા પૈસા છે પૈસા ખરચે તેવા છે કે નહિ તે વિષે મારે માહીતગાર થવું જોઇએ માટે કહો. ” બ્રાહ્મણ બોલ્યો.

“ આ........વરનું નામ કીશોરભાઇ પુર્ણચંદભાઇના કાકાનો દીકરો પૈસા ખરચનાર પણ તેજ છે તે પોતે પોતાના લગન કરતાં સારી ધામધુમ કરવાના છે માટે બોલો હવે તમારી રીતભાત શું છે.” છેલશંકર બોલ્યો.

“ જાણે અમારે લેવાના...............દશ હજાર છે તેતો તમે જાણો છો, વળી બે હજાર માડવા ખરચ બીજુ મણીગવરીને પાંચ હજારનું ઘરેણુ. વળી પુર્ણચંદભાઈની આબરૂ પ્રમાણે વધારે ઘરાણું કરે તે તેમની વડાઇ અરે વળી એક પાછુ ભુલ્યો વર છે તો ભણેલો પરંતુ તેમને રહેવાનું ઘર નથી એટલે મારી દીકરી કયાં રહે તે સઘળા તો ભાડાના ઘરમાં રહે છે માટે રહેવાને અલગ ઘર પણ જોઇએ બોલો તે પ્રમાણે તેમની ખુશી છે ?” બ્રાહ્મણ બોલ્યો.

“ અરે હા મારાભાઇ તેમની ખુશી છે લગનનો દીવસ આવતી કાલે નકકી કર્યો છે લગ્ન બારોબાર તેમના બાગમાં કરવાનાં છે રૂપિઆ હું સઘળા પોચતા કરાવું છું કહો પછી કેમ પછી કાંઇ હરકત છે.? ” છેલશંકર બોલ્યો.

“ ત્યારે જલદી જાવ તમારા રૂપિઆ આવશે એટલે નાળીએર મોકલાવું.” બ્રાહ્મણ બોલયો.

“ અરે આ ચાલ્યો મને જતાં શું વાર થવાની. ”

આ પ્રમાણે છેલશંકર સાથે વાત ચીત કરી બ્રાહ્મણ

તાબડતોબ પુર્ણુચંદ્ર પાસે આવ્યો અને તેને સઘળી ખીનાથી વાકેફ કર્યો એટલે પુર્ણુચંદ્રે પોતાના પિતાથી છાની માંની રીતે તીજોરી ખો- લી મહારાજને રૂપિઆ બાર હજારની ૭ થેલીઓ કાઢી આપી અને પાંચ હજારના સાટે દસ હજારનું જવાહીરનું કીમતી ઘરેણુ કાઢી આપ્યું અને કીશોરના માટે બંગલો કરાવવા સારૂ વીસ હજાર રૂપિ- આનો જવેરાતનો માલ વટાવ્યો અને તેના રૂપિઆ કર્યા અને બંગ- લો તાબડ તોડ બંધાવવા હુકમ કર્યો આમણ રૂપિઆ અને ઘરેણું લઇ છેલશંકરને ત્યાં આપી આવ્યો તે વખતે છેલશંકરે માહારાજને નારીએલને બે રૂપિઆ લગનના માગાના આપ્યા.

બીજે દીવસે સવારના પરોઢીઆથી આખો બાગ શણગારવા માંડયો આ બાગ શણગારતાં પુર્ણુચંદ્રને ચાર હજાર રૂપિઆ ખર્ચ થયો હતો રાત્રી પડી એટલે ઝગ ઝગાટ રૂસનાઇઓ કરી દીધી પછી કન્યાને તથા વરને ચોરીમાં લાવ્યા પછી લગન વાંચી પ્રમાણે બ્રાહ્મણે તેઓનાં લગન કર્યાં બ્રાહ્મણને બંને પારટી તરફથી મળી એક હજાર રૂપિઆ દક્ષણા મળી હતી.

આ લગન થયાં પછી એક અઠવાડીયું તેઓની નાતમાં નાત જમાડવાનો ઠરાવ હતો એટલે આઠ દીવસ રીવાજ મુજબ ફરતા ફરતી જમણુની ન્યાતો જમાડી તેમાં તેને સાડા ત્રણ હજાર ખર્ચ થયો હતો.

આ લગન થયાં પછી લગ ભગ પુર્ણુચંદ્રના બાપને એક મહીને ખબર પડી એટલે આનંદ ચંદ્ર પુર્ણુચંદ્ર ઉપર અત્યંત ચીડવાઇ ગયો અને તેને તથા તેની સ્ત્રીને ઘરમાંથી બાહાર નીકળવા કહ્યું એટલે નવા બંગલો કીશોર માટે બધાવવા માંડયો હતો તે બંગલામાં જઇ રહેવા લાગ્યાં. પુર્ણુચંદ્ર ઘરમાંથી એક પાઈ સરખી પણ લઇ નીકળ્યો નહોતો; તેમાં વળી કાંઈ પણ લઇ નીકળવા જાય તો તેનો બાપ આ- નંદચંદ્ર આ વાતથી ચીડવાયો હતો તેથી લેઈ જવાદે તેવો પણ નહોતો. તેથી પુર્ણુચંદ્ર અને સવિતા નવા બંગલામાં જેમનાં તેમ રહેવા લાગ્યાં.

આ પ્રમાણે બનાવ બનવાથી બીચારા કીશોરને તદ્દન ખોટું લાગતું હતું તેથી તે દરરોજ શરીરે સુકાતો જતો હતો પરંતુ પુર્ણુ-ચંદ્ર હીમતવાન માણુસ હતો એટલે સર્વને હીંમત આપતો અને ત્યાર પછી બંન્ને ભાઇઓ પોતપોતાની સ્ત્રીઓ સાથે આ નવા બંગલામાં રહેવા લાગ્યાં.

પુર્ણુચંદ્રને ઘરમાંથી બાહાર કાઢયા પછી લગભગ છ મહીને આનંદચંદ્રે સઘળી મીલકત ધર્માદા કરી નાખી ધર્માદા વાળાએને ખુ-લ્લા મનથી બક્ષીસનામું લખી આપ્યું.

આ બનાવ બન્યાથી ડોસાને આબેહુબ રીસ ચઢી ગઇ હતી અને પુર્ણુચંદ્ર ઉપર બીલકુલ હેત આવતું નહોતું તેથી પોતાનો માલ ગરાસ ઘર મીલકત વિગેરે તમામ ધર્માદા લખી આપ્યું. લખી આપ્યા પછી લગભગ દોઢ વરસ રહી આનંદચંદ્ર સીત્તેર વરસની ઉમરે ગર્ણુ પામ્યો હતો.

ઘરની તમામ માલ મીલકત વીગેરે ધર્માદા વાળા કબજે લે-તા હતા તેમાં પુર્ણુચંદ્રે તેઓને કાંઈ પણ હરકત કરી નહોતી તેમ ત્યાર પછી તે ઘર તરફ પણ બીલકુલ ગયો નહોતો.

પુર્ણુચંદ્રે કીશોરને પરણાવ્યો હતો અને તેટલા માટે પુર્ણુચંદ્ર ઘરમાંથી બાહાર નીકળ્યો હતો તેથી પુર્ણુચંદ્રની મા વીગરે કીશોરના બાપને ત્યાં હરદમ બેશુતમ લઢતાં.



## પ્રકરણ ૧૧ મું.

### ( નવા બંગલામાં પુર્ણચંદ્ર અને કીશોરનો વાસ )

#### દોહરો.

સુખીઓ જીવ દુખીઓ થયો, વ્હાલા મિત્રને માટ;
મિત્રે ફરજ સઉ સાચવી, રૂડો રચીને ઘાટ.

નવા બંગલામાં પુર્ણચંદ્ર, કીશોર, સવિતા અને મણીગવરી હર દમ રહેવા લાગ્યાં. પુર્ણચંદ્ર ઘેરથી બીલકુલ કોઇપણ ચીજ લીધા વિના નીકળ્યો હતો અને કીશોર પાસે તો પૈસા નહોતાજ એટલે તેઓ ઘણાં મુઝવણમાં આવી પડયાં છેવટે કીશોરને વિચાર સુજયો કે મારી સ્ત્રીને જે જણુશો પુર્ણચંદ્રે આપી છે તે કોની છે એમ ધારી પોતાની સ્ત્રી મણીગવરી પાસેથી એક ચીજ લઇ બજાર જઇ છુપકીથી વેચી આવ્યો અને ઘરમાં જે જે જણુસો જોઇતી હતી તે તે જણુસો બજારથી લાવ્યો. આ ચીજના રૂપિઆ આશરે બે હજાર ઉપજ્યા હતા, તેમાંથી ઘરના સામાન વિગેરે જણસોમાં પાંચસો ખરચી પંદરશો રૂપિઆ અલગ મુકી રાખ્યા.

આ રૂપિઆ અને ઘરની જણુસો કીશોર કયાંથી અને શી રીતે લાવ્યો તે પુર્ણચંદ્ર અને સવિતાના જાણુવામાં બીલકુલ નહોતું મણીગવરીને કીશોરે સારી રીતે ભણાવી રાખ્યું હતું તેથી તે એક પણ સ્વર બોલતી નહિ. મણીગવરી ભણેલી, ચાલાક, હુશીઆર તેમજ ઘણી બુદ્ધી વાળી હતી તેથી તેને વધારે શીખામણ આપવા કીશોરને બીલકુલ ફરજ પડતી નહોતી.

આ પ્રમાણે લગભગ આ જણુશ વેચ્યાથી દોઢ વરસ સુધી તેમનો સારો નીભાવ થયો હતો.

પુર્ણચંદ્રને પોતાના દેશમાં નોકરી કરતાં ભારે શરમ જેવું લાગતું હતું તેથી હરઘડી વીચાર ધારી બંધ રાખતો.

કીશોરે પોતાની બહેરી પાસેથી પુર્ણચંદ્રની આપેલી ચીજોમાં-થી મણીગવરી પાસે એક ચીજ જુજ કીમતની રાખી સઘળી ચી-જો પુર્ણચંદ્ર સારૂ વટાવી નાંખી સઘળી ચીજોનાં નાણું ખલાસ થ-વા આવ્યાં છતાં બીચારા કીશોરને નોકરી બીલકુલ જડતી નહોતી તો પણ પોતે ઘર નીભાવવાની ખાતર અને પોતાના ખરા મિત્રની ખા-તર સરાફની પેઢીમાં દરમાસે રૂપિઆ પચાસ નક્કી કરી રહ્યો અને ઘરનું ખરચ સાધારણ રીતે નીભાવવા લાગ્યો.

પુર્ણચંદ્રને કોઇ કોઇ વખત વેહેપાર કરવાનું મન થતું પરંતુ તે બિચારો પૈસા વિના અચકી પડતો એટલે તેના વીચાર પાછા ભાગી જતા, તેને વેહેપારનો ઉમંગ ઘણો થતો પરંતુ પૈસા વિના લાચારી ભોગવતો અને ઘણો મુઝવણમાં આવી જતો.

કીશોર પચાસ રૂપિઆની નોકરીમાં રહી ઘણા હેતથી પોતાનો તેમજ પુર્ણચંદ્રનો ખરચ નીભાવતો હતો. પરંતુ આ ખરચમાં પુર્ણ-ચંદ્રને ઘણું માઠું લાગતું કારણ પોતાના પિતા પાસે મિલકત ઘણી હતી છતાં તેને કીશોરની કમાઈમાં જમવું પડતું તે તેને ભારે શરમ ભરેલું થઈ પડતું. પુર્ણચંદ્રને તેની મા વિગરે ઘણાં બોલાવવા આવ-તા પરંતુ તેઓ પાસે ફકત ખાવાના સાધન શીવાય અને એક નાન કડા મકાન શીવાય બીજુ કાંઈ નહોતું એટલે તે તેઓની સાથે બીલ કુલ જતો નહીં પુર્ણચંદ્ર પોતાના અંતઃકરણમાં કીશોરના પૈસા ખા-વા માટે શરમાતો પણ કીશોરને તો તે માહા આનંદ જેવું લા-ગતું હતું.

સવિતા અને પુર્ણચંદ્ર કીશોરથી એકાન્ત બેશી કીશોરના પૈ-સા કેમ ખાઇએ છીએ તેને માટે વિચાર કરવા લાગ્યા. પુર્ણચંદ્ર બોલ્યો.

" સવિતા, કીશોરની કમાઈ ખાવી ઠીક નહિં કારણ જેને આ પણે પૈસા આપ્યા તેનાજ પૈસા ખાવા એ તદન મને ગેરવ્યાજબી લાગે છે કેમ તમારો વિચાર શું થાય છે ? " સવિતા બોલી.

" વ્હાલા. તમારૂં કહેવું સઘળું શબ્દે શબ્દ સાચું છે પરંતુ મારા વિચાર પ્રમાણે તેમનું કમાએલું ખાવું તેમાં કાંઈ હરકત નહિં કારણ તે તમારા ભાઇ છે. વળી તમે તેમને માટે મ્હોટા ખરચ કરી

ઘણા મ્હોટા ઉપકાર જેવું કામ કર્યું છે વળી હાલ તમે નોકરી કરો તે તમારા ઘરડાની આબરૂ પ્રમાણે તમને શોભતું નથી એટલે તમે નથી કરતા તે હું જાણું છું પરંતુ મ્હારો વિચાર એવો છે કે મારી પાસે તમારા પિતાજીની આપેલી એક અમુલ્ય ચીજ છે તે અમુલ્ય ચીજ આપ વેચી નાંખો અને તેમાંથી વેહેપાર કરો વેહેપાર તેનો કાંઇ પાર નથી પ્રભુ તમારા ઉપર સાહાય કરશે." પુર્ણચંદ્ર બોલ્યો.

"ઠીક તેમતો ખરૂં પરંતુ જુજ કીમતમાં હલકો વહેપાર અહીં રહી કરવો તે ઠીક નહીં માટે તમો કીશોરભાઇ ભેગા રહો અને હું પરદેશ જાઉંછું હું ત્યાં વહેપાર કરીશ મને અહીં વહેપાર કરતા બીલકુલ નહીંજ ફાવે." સવિતા બોલી.

વ્હાલા દાશી અહીં રહે અને આપ પરદેશ રહી દુઃખ ભોગવો એ કદી કાળે બને નહિં માટે હુતો આપની સાથેજ આવવાની." પુર્ણચંદ્ર બોલ્યો.

વ્હાલી, મ્હારા નશીબમાં તો પરદેશજ લખેલો છે માટે મ્હારી સાથે તમે દુઃખી ન થતાં તમ અહીજ રહો મને જે દુઃખ પડવાનાંહોય તે ભલે પડે. પણ તમે તો દુઃખી નજ થતા." આટલી વાત કરે છે એટલામાં કીશોર બોલ્યો.

" ભાઇ કેમ શા વિચાર કરછો ? તમે કેમ મુંઝાઓ છો ? ભાઈ બીલકુલ મૂંઝાશો નહિં સોચ કરવો તે તદ્દન નકામોજ છે માટે મન આનંદમાં રાખો." પુર્ણચંદ્ર બોલ્યો.

"કાંઇ નહિ ભાઈ હું હવે થોડા વખતમાં પરદેશ જવું ધારૂં છું મને શોચ માત્ર કાંઇજ નથી. સેહેજ વાત કરતા હતાં" કીશોર બોલ્યો.

"વળી પાછો પરદેશ ? મિત્ર અહીં શું ખોટું છે તે પરદેશ જાઓ છો ? અહી આ તમારો બંગલો, આ તમારો ભાઈ, વિગેરે સઘળુ છે છતાં પરદેશનું નામ કેમ દોછો !" પુર્ણચંદ્ર બોલ્યો.

"ભાઇ પરદેશ ગયા વિના માહારાથી હવે નહિં રહેવાય માટે હુતો જરૂર જવાનો જવાનો ને જવાનો."

એટલું કહી પોતાનો સામાન વિગેરે સઘળી ચીજો સવિતા પાસે પેક કરાવી એક સારો ઘોડો ખરીદી લાવી તેના ઉપર સામાનનાંખી તૈયાર કર્યો અને તે ઉપર પોતે સ્વાર થયો એટલે સવિતાને ખોટું લાગ્યુ એટલે પુર્ણચંદ્ર પોતાના અંતઃકરણમાં સમજી ગયો તેથી તેને પણ પોતની સાથે લેવા કબુલ કર્યું એટલે સવિતા સાધારણ સાધારણ કપડા તૈયાર થઇ એટલે બંને જણા ચાલવા લાગ્યા. પોતાંના બંગલા આગળથી નીકળ્યા એટલે એક માલણ ફુલની છાબ લઇ સામી મળી, પછી આગળ ચાલ્યા એટલે ગોળ વેચવા વાળો સામો મળ્યો, ત્યાર પછી પોલ સુધી આવ્યા એટલે પાંચ છોકરાં સ્લેટ દફતર લઇ ઘર તરફ આવતા મળ્યા. ત્યાર પછી પોળ બહાર નીકળ્યા એટલે એક જુવા ન સેવાસણ બઇરીનું સુંદર મળ્યું, વળી તેથી જરા આગળ ચાલ્યા એટલે ગોર્યો પુજનારી પાંચ સાત છોકરીઓ કંકાવટીમાં કંકુ સાથે મળી, એમ રસ્તે ચાલતાં ચાલતાં આ પાંચ સારા શુકન મળ્યા તે શુકન પુર્ણચંદ્રની ધ્યાનપર તો બીલકુલ નહોતા પરંતું આ સઘળા શુકન સવિતાએ તો બરાબર જોયા હતા. તેથી સવિતાના મનને તો ખાત્રી થઇ કે હવે પછી સઘળું કામ કરીશું તે ફતેજ નીવડશે તેમ સમજતી હતી.

આ વખતે કીશોર અને મણીગવરી તેઓને લગભગ એક ગાઉ સુધી વિદાય કરવા આવ્યાં હતાં છેવટે જ્યારે જુદાં પડયાં ત્યારે નીચે પ્રમાણે ગાયન ગાઇ જુદા પડયા.

અરરર ઓ પ્રભુ—એ રાહ.

**કીશોર**—મિત્ર માહારા રે તું જૂદો થયો, તેજોઇ હવેતો હું
દુઃખી થયો;
તુજ વિના હવે, નવ નમે જરા, મુજ હ્રદયમાં ઉઠે
જવરા જવરા;
**પુર્ણચંદ્ર**—મુજ ફીકર તું, નવ રાખરે જરા, ધીરજ રાખીને રેહ
રે જરા જરા;
**ફીકર નવ કરો, મુજ ભાઇ રે, કરે પ્રભુ હવેતો સા-
હાય સાહાય રે;**

**સવિતા**—સાચાને સદા, સાહાય છે પ્રભુ, સેવજો સદા તમે તો
રે વિભુ વિભુ;
દીયર માહરા, નવ ડરો જરા, સાહાય કરશેજ પ્રભુ રે
જરા જરા;
**કીશોર**—ગુણ કર્યો તેં મુજ, નેજરે ઘણો, માટે તુજને જવું
પડ્યું વનો વનો;
ઘરથી કાઢીઓ, પિતાએ તુજને, એ ડાઘ લાગીયોજ છે
હૃદયે મુજને;
**પુર્ણચંદ્ર**—બદલો વાળવા, વખત નવ મળ્યો, શું કરૂં હવે હું
હું ઘણો બળ્યો બળ્યો;
પ્રાણ સાચવ્યો છે, તેંજ માહરો, તેજ બદલો તો હજી
મેં નથી કર્યો;
કર્યોછે ઉપકાર રે, ઘણો તમે, એ ડાઘ લાગીયોજ
હૃદય મુજને;
માટે હવે તમે નિચીન્તથી રહો, હરરોજ મોજથીજ
સુખમાં રહો;
**સવિતા**—શાંન્તથી સદાવ, સુખ ભોગવો, મુજ દેરાણીમાં પ્રીત
જોડવો;
પ્રભુ શેવા કરો, પ્રીતે પ્રેમથી, કરે પ્રભુ દયા ચિતે
હેતથી;
અમ તણી તમે, ફીકર નવ કરો, ઉમંગ રાખીને તમે
તો મોજથી ફરો;
આશીશ છે ઘણી, થાઓ સુખી રે, પ્રભુ કરે
સદા તમોને રે સુખીજરે;
**કીશોર**—નવ ગમે જરા, તુજ વિનાજ રે, મુજ કહ્યું તું માંનીને
રહે વિરાજરે;
તુજ વિયોગથી, મન માહરૂં બળે, તુજ રહેથી રોજ
દીલમાં ઠરે;
**પુર્ણચંદ્ર**—વચન નવ કહો, કાંઇ કાંઇરે, હવે જવાદો મુજનેજ
ભાઇ ભાઇ રે;

મેળવશે પ્રભુ, જ્યારે તુજને, ત્યારે વિરાવ્હાલથી મળ
જે મુને;

**કીશોર**—પ્રણામ છે વિરા, માહરા તુંને, જરૂર મળજે આ વ્હાલા ભાઇને;

તુંને મુંને વિભુ, સાહાય કરશે, પ્રભુ દયાલુ દીલથી સદા મેળવશે;

**પુર્ણચંદ્ર**—પ્રણાંમ પ્રણાંમ પ્રણાંમ, પ્રણાંમ તુજને, પ્રણામ છે વિરા હવે તો ધરતી માતને;

જીવીશ તો મળીશ વાહાલા તુજને, વચન છે આ માહરૂં નક્કી વિરા તુંને;

આ પ્રમાણે શોકમાં ગાયન ગાઇ કીશોર પોતાના બંગલા તરફ પોતાની સ્ત્રી સાથે વિલે મોઢે પાછો ફર્યાં અને પુર્ણચંદ્ર અને સવિતા ખુશી થતાં થતાં આગળ રસ્તો કાપતાં કાપતાં ચાલવા લાગ્યાં.

પ્રીય વાંચકવૃન્દો આ નૉવેલનો હવે પછીનો ભાગ **સૌભાગ્ય સવિતા અને પુર્ણચંદ્ર** નામથી નીકળશે તેના પણ સો પૃષ્ટ થશે અને તેની પણ કીમત તેજ લેવામાં આવશે માટે જેઓ. સાહેબને આ નોવલનો બીજો ભાગ ખરીદવો હોય તેઓ સાહેબ લખી પ્રાસદ્ધ સ્થાને સરનામે લખી જણાવશો તેમાં પણ અગાઉ ગ્રાહક થનાર ગૃહસ્થના નામ દાખલ કરવામાં આવશે.



# જાહેર ખબર.

સર્વે સદ્ ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે, કે અમારી તરફથી "મદન ચંદ્ર અને નવનિતકળા" નામનું પુસ્તક બાહાર પાડ્યું છે તે પુસ્તકમાં ફરોઝાન્તીની લાગણી ફરજની દ્રઢતા પ્રમાણીકપણું બદલીચાદથી થતી હાની, દારૂમાં ગુલતાન થવાથી થતી ખરાબી, પતિપત્નિના ખરા પ્રેમની ખુબી; અને સચ્ચાઇ પ્રમાણીકપણું, ધર્મજય ને પાપેક્ષય વિગેરે વિગેરે અત્યંત બોધ લેવા લાયક વિષયો લખેલા છે અને તેથી તે વાંચવાથી વાંચનારને અતિ મિથ્ય ગર્ભ પડી છે, આ પુસ્તકની અસલ દેઢ રૂપિઓ કીંમત હતી તે સહાડી પ્રજામાં બોહોળો ફેલાવો થવા સારૂ ફકત રૂપિઓ એક કીંમત રાખી છે. માટે તાકીદે મંગાવી ઉપ-રના વીષયે. વાંચવાનો લાભ મેળવશો એજ વિનંતિ.

---

સૌભાગ્ય સવિતા અને તરૂણ પુ.ષ યાને વહેમનો આબેહુબ ચિતાર એ નામનું પુસ્તક અમારી તરફથી બાહાર પડ્યું છે. જેમાં વહેમના આબેહુબ ચિતાર ચિતરી બતાવ્યો છે તથા મિત્રની દાનાઇ તથા સ્ત્રીની ફરજ તેમજ ચાલાકી નજરે જોએલી વાત ખોટી ખરા મિત્ર ઉપર ખોટો વ્હેમ પાછળથી પસ્તાવો વિગેરે અત્યંત વીષયો રાખી બહાર પાડી છે તેની કીંમત ફકત રૂ ૦-૧૨-૦ રાખી છે. ટપાલ ખર્ચ જુદું સમજવું.

મળવાનું ઠેકાણું.

એમ. જી. સાફી.

માંડવીની પોળ. અમદાવાદ.